દીધો, "સાહેબ, તમોને હું હમના સમજ પાડીસ કે મે કહ્યુ તે ખોટુ નથી. આએ દેખઇતો



"તેઓ સેતરંજ રમેછે તેટલાં સાહાજાદી આવી પોંહચી" (સફે ૧૩૬.)

વાંદર એક મોટા રાજાનો બેટો તથા એક સાહાજાડોછે; એને જાદુઇથી વાંદર બનાવી દીધોછે.

એબલીસની છોકરીના છોકરા, એક જીને, **અબનુસના ટાપુની** સાહાજાદીના ઘાટકી રીતે જાન લીધા બાદ અદેખાઇના મારયો એને આએ હાલતે પુગાડયોછે."

સુલતાંન આએ. વાત સાંભલી એટલોતો અજાએબ થયો કે તેને મને ઇસારતને બદલે મોહડેથી પુછ્યું કે તેની બેટી કેહતી હતી તે વાત શું ખરી હતી. મારેથી બોલાતું ન હતું માટે મેં આરા હાથ મારાં માઠાં ઉપર ધરી દેખાડીઓ કે સાહાજાદીનું બોલવું રાસ્ત હતું. એ ઉપરથી સુલતાંને ફરી પોતાની બેટીને કહ્યું, "તેં કેમ જાન્યું કે એ સાહાજાદાને જાદુઇના જોરથી વાંદર બનાવ્યોછે?" **ખુબસુરત બાંનુ**એ જવાબ દીધો, "સાહેબ, તમને યાદ હશે કે જ્યારે હું નાહની છોકરી હતી ત્યારે મારી બરદાસ્તને માટે એક બુધી ઓરત રાખવામાં આવી હતી. એ ઓરત બહુ હુસ્યાર જાદુગરણી હતી, અને તેણીએ મને જાદુઇની સીતેર કલમ સીખવીછે, કે જેના જોરથી એક પલકારામાં તમારાં માહાભારત રાજને દરીઆ વચે મોકલી આપવાને અથવા કાકેસસના પર્વતની પેલી બાજુ લેઈ જઈ નાખવાની હું શક્તી ધરાઉછું. એ એલમથી દરેક જાદુઇથી બદલાઈ ગયલાં આદમીને જોતાંજ હું ઓરખી સખુંછું. તેઓ કોણછે અને તેમને કોણે જાદુઇથી બદલ્યાંછે તે મને માલમ પડેછે; તેટલા માટે જો હું આએ સાહાઝાડો જે પોતાની ખુદરતી સીકલથી બદલાઈ ગયોછે તેને સઘલી જાદુઈ છતાં પાછો પોતાના અસલ અવતારમાં ફેરવું તો તમો અજાએબ થાતા ના."

**સુલતાંન**—બેટી, મને ખબર ન હતી કે તું એ બાબદથી જાનીતી હતી.

**સાહાઝાદી**—શાહેબ, એ બાબદ અજાએબી પમાડનારી તથા જાનવાલાયકછે; પણ હુ ધારૂંછું કે તે માટે મને મગરૂબ થવું જોઇતુ નથી.

**સુલતાંન**—જો એમજ હોયતો, શું તું સાહાઝાડાને એ જાદુઇના જોરથી મોકલો કરી શકશે?

**સાહાઝાદી**—હા સાહેબ, હું એને પોતાના અસલ આકારમાં બદલી શકીશ.

**સુલતાંન**—ત્યારે તો બહુજ સારૂં. એમ કીધાથી તું મને અતીઅંત ખુશી કરશે; કારણ હું એને મારો વઝીર બનાવીશ, તથા તારી સાથે એના નેકા કરી આપીસ.

**સાહાઝાદી**—શાહેબ, તમારાં સઘલાં ફરમાનો માથે ચહડાવાને હું તૈયાર છું.

આટલુ બોલતાં સેહરાઝાડીએ દીવસ રોશન થયલો દીઠો, તેથી બીજા જોગીની પોતાની વાર્તા અધુરી મુકી દીધી; તથા શેહેરીઆરે વીચારયું કે આગલ થઈ ગયલી વાત કરતાં હવેનો ભાગ વધારે ગમત ઉપજાવશે તેટલા માટે બીજે દીવસે તે સાંભળવાનો ઘેડાવ કરી પોતે ઉઠી ચાલતો થયો.




દીનારઝાડીએ સુલતાંનાને હંમેશને વખતે ઉઠાડી કહ્યું, "બેહન જો તમને ઉંગ ન આવતી હોય તો કહેવોકે **ખુબસુરત બાંનુ** બીજા જોગીને તેની અસલ હાલતમાં કેવી રીતે લાવી."

શેહરાઝાડી બોલી, "તે તમને કહી સંભલાઉં છું. તે જોગીએ પોતાની વાર્તા આએ પરમાંણે આગલ ચલાવી:"—

તે સાહાઝાડી, **ખુબસુરત ગ્રાંનુ**, એ ઉપરથી પોતાનાં ઓરડામાં જઈ એક છરી લાવી કે જેનાં પાના ઉપર કાંઈ હીબરૂ સબદોમાં લખેલું હતું. પછે તેણી સુલતાંન, ખીદમતગારોનાં વડા, પેલા નાહાના ગોલામ તથા મને મેહલનાં એક ખાનગી ચોકમાં લેઈ ગઈ, અને ત્યાં ચોકની આસપાસ આવેલી એક ગેલરીમાં હમને ઉભા રાખ્યા. પોતે ચોકની વચે ગઈ અને ત્યાં એક મોટું કુદારં કીધું તથા તે મધે અરબી ભાષામાં કેટલાક શબ્દો લખ્યા, જેમાના કેટલાક અક્ષરો બહુજ જમાનાના હતા. પોતાની મરજી પરમાંણે કુદારં બનાવી તથા તેમાં પોતાને જોઈતું લખી રહયાં પછે કુદારાંની વચે પોતે જઈ ઉભી અને કોરાંન ભનવા લાગી. આસમાંનમાં કાલું રાતનાં જેવું અંધારૂ થઈ આયું તથા બધી દુનીઆનો અંત આવતો હોય તેવું દીસવા લાગું. અમો તો ઘભરાતથી બેભાંન બની ગયા, અને અમે એબલીસની છોકરીના છોકરા, પેલા જીનને, એકાએક એક મોહોતાં કદનો શીંહ બની આવેલો જોયો ત્યારે અમારી ધાસ્તીનો પાર રહ્યોજ નહીં.

આએ નાપેકારને જોતાંજ સાહાઝાડી બોલી, "કુતરા, મોરી આગલ આવી, કાલાવાલા કરવાને બદલે શું આએ આકારમાં બદલઈ તું મને દમ ભરાવેછે કે?" તે શીંહએ જવાબ દીધો, "અને શું આપની વચે કસમ લઈ કરેલો બંદોબસ્ત કે એક બીજાને હરખત ન કરવી તથા એક બીજાના કાંમની વચે ન આવવું, તે તોડવાને તું બીહીતી નથી?" સાહાઝાડીએ બુમ મારી કહ્યું, "નાપેકાર પ્રાણી! કોલ તોડવા માટે તુને ઠપકો આપવાનું તો મારૂં કાંમછે." તે શીંહએ પોકાર મારી કહ્યું, "તેં મને મેહનત આપીછે તેનું ફલ હું હમના તને ચખાડીશ." એટલું કહી તેને પોતાના ભયભીત પંજા ઉગાડીઆ તથા તેનીનો નાશ કરવા ઉછારો મારયો. સાહાઝાડી પોતાની સાવચેતીમાંજ હોવાથી પાછલ કુદી હતી ગઈ, અને તેટલા વખતમાં પોતાનો એક બાલ ખેંચી કાહાડયો, તથા તે ઉપર બે ચાર શબ્દો પતપતી તેની એક તીક્ષણ તલવાર બનાવી, જે વતે તેણીએ શીંહના બે તુકડા કરી નાખ્યા.

શીંહના બંને ભાગ ગેપ થઈ ગયા અને તેનું માંથુ માતર રહ્યું, કે જેનો એક મોટો સાંપ બનયો. તરત સાહાઝાડી પણ એક નાગના આકારમાં બદલાઈ ગઈ, અને પેલા સાથે લડવા લાગી, જે હારપર આવવાથી એક ખલીર બની ઉડી ગયો. પેલો નાંગ પણ એક ખલીર બની ગયો. પણ તે પેહલાં કરતાં બહુ જોરાવર બનયો, તથા તેઓ એક એક પુઠે એવાંતો લાગાં કે હમારી નજર આગલથી ગેપ થઈ ગયાં.

તેઓના ગેપ થવા પછે થોડેકવારે અમારા પગ આગલની જમીન ફાતી અને તેમાંથી એક કાબર ચીતરી બીલાડી નીકલી, તેના બાલ ઉભા થયલા હતા અને બહુજ જોસથી તે બુમ પાડતી હતી. તેની તરતજ પછવાડે એક કારૂં વરૂં નીકલી આવ્યું તથા બીલાડીનો દુમબાલો પકડયો. પેલી બીલાડીને દમખી ખાવાનો વખત મલ્યો નહીં. બીલાડીએ આવી રીતે પોતાની પુઠ પકડેલી જોઈ તે એક કીડો બની ગઈ, અને એક દાડમની નજદીક હોવાથી, જે ભોગજોગડીએ એક ઊંડી પણ સાંકડી નડીની નજદીક પડેલું હતું, તેમાં તરતજ દાખલ થઈ ગયો તથા ત્યાં સંતાઈ રહ્યો. પેલું દાડમ તરતજ ફુગવા માડયું અને ઘણા મોટા કદના એક દોધી જેવું થયું, તથા અગાસીના છાપડાંપર જઈ થોડોવાર

આગલ પાછલ ગગડયા કરી પાછું ચોકમાં પડયું અને ફાટી ગયું.

લવાથી હમારી તરફ તે મરગો બુમ મારતો મારતો આયો, જાને કે પુછતો હોયકે બીજા



"તેણીએ શીહના બે ટુકડા કરી નાખ્યા" (સફે ૧૩૯)

પેલું વરૂ એ અવસરમાં એક મરગો બની ગયું અને પેલા દાડમના દાના એકએક પછે ચુટી જલદીથી ખાવા લાગું; પણ બીજા ન મ-

કાંઈ દાંના બાકી રહ્યાછે કે. એક દાંનો હોજની બાજુએ પડેલો હતો. મરઘાએ તે પાછું ફરતાં જોયો અને તેની પુઠે દોડીઓ; પણ જેવો પોતે

ઉચકવા જતો હતો કે તે દાનો ગગડી ગયો અને એક નાહની માછલી બની ગયો.

**સેહરાઝાડી**—પણ શાહેબ, દીવસ માહે ચહડીઓછે; જો વખત હતેતો જે મને આગલ કેહવાનુ છે તે મારી ખાતરી છે કે તમને બહુજ સંતોશ પમાડતે.

એટલું કહી તે મુગી રહી અને સુલતાંન ઉઠી ગયો. તેના સઘલા વીચાર આએ અજાયબ વાત સાંભળવાથી તેમાના બનાવો યાદ કરવામાંજ ગુથાયા હતા તથા આગલ એ વાત કેવી વલન લેશે તે જાનવાને પોતે બહુ અધીરો બની ગયો હતો.




સુલતાંનાંને, દીનારઝાડીએ બીજી સહવારે વગર આનાકાંનીએ ઉઠાડી. તેણીએ તેને હાંક મારી કહ્યું, "બેહન, જો તમો જાગતાં હોવોતો, પેલી અજાએબ વાર્તા જયાંથી તમે ગઈ રાતે મુકી દીધી ત્યાંથી આગલ ચલાવો. હું, જીન તથા સાહાઝાડીનાં જુદા અવતારોમાં બદલાયા કીધાં પછે, શું થયું તે જાનવાને બહુ અધીરી બની છું." સેહરાઝાડી, જયાંથી વાત અધુરી મુકી હતી તે યાદ કરી, સુલતાંન તરફ ફરી, બોલી, "શાહેબ, બીજા જોગીએ પોતાની વાર્તા નીચે પરમાંણે આગલ કીધી":—

પેલો મરઘો નદીમાં કુદી પડયો અને એક મોટી માછલી બની પેલી નાધલી માછલી પાછલ લાગો. આસરે બે કલાક લગન બને જનાં પાંણીમાંજ રહ્યાં, અને હમને તેઓનું શું થયુ તેની કાંઈ ખબર પડી નહીં. એકાએક હમને મોટા પોકારો સંભરાયા, કે જેથી હમો ઘભરા લાગા, અને થોડાવારમાં અમે જીન તથા સાહાઝાડીને આતસની અંદર દીથાં. તેઓ પોતાના મોહોમાંથી એક બીજા ઉપર આતસના સોલા ફેકતાં એકબીજાની બહુજ નજદીક ગયાં; પછે આગનો જોર વધવા માંડીઓ અને તેમાથી જાડો કાલો ધુવો નીકલવા લાગો; આગ એટલીતો જોરથી વધી અને બરતાં એતલાંતો ઊંચે જવા લાગાં કે મેહલ બલી ભશમ થવાની અમને ધાસ્તી પેઠા થઈ. વલી તરતજ હમારી ધાસ્તીમાં વધારો થવાનું કારણ મલ્યું, કાંયકે પેલો જીન સાહાઝાડીના સપાતામાંથી છુતી જે ગેલરીમાં હમો ઉભા હતા ત્યાં આવી હમારી ઉપર આતસના સોલા ફેંકવા લાગો. જો સાહાઝાડીએ હમારી મદદદારી આવી તેને દુર જવાની ફરજ ન પાડી હતે તો હમો બધા બલી રાખ થઈ જતે. તેણીએ તેને પોતા સાથે લડી તેનો બચાવ કરવાની ફરજ પાડી. પણ તેણીની આએ સઘલી મેહનત છતાં સુલતાંનની દાહાડી બલી ગઈ અને તેનો ચેહરો સઘલો ચચરી ગયો. પેલો વડો ખીદમતગાર પણ તરતજ બલી મરણ પાંમ્યો, અને મારી જમની આંખમાં એક ચીનગારી જવાથી તરતજ તે આંખે હું આંધલો બની ગયો. સુલતાંન તથા હું દરેક પલે હમારાં મોહતની વાર જોતા ઉભા હતા તેવામાં હમુને "ફતેહ! ફતેહ!" ના પોકાર સંભલાયા; અને તરતજ સાહાઝાડી પોતાનાં ખુદરતી આકારમાં દેખાવા લાગી; પણ પેલો જીન રાખનો ઘગ થઈ પડયો હતો.

સાહાઝાડી હમારી નજદીક આવી અને જ-ડકમાં એક પાંણીનું પ્યાલું માગ્યું જે પેલો નાથલો ગુલાંમ, જે આગમાંથી તદન બચી ગયો હતો, તે તરત લઈ આવ્યો. તેણીએ તે પોતાના હાથમાં લીધું અને તે ઉપર થોડા સ્બદો ભણી મારી ઉપર ફેંકી કહ્યું, "જો તું જાદુઇથી વાંદર બનયો હોયતો તે અવતાર છોડી તારો આગ-લનો માંણસનો અવતાર લે." આએ શબ્દો તે-નીના મુખમાંથી ભાગ્યેજ પુરા થયા હોય તેટલાં હું બધી રીતે મારી આગલી હાલતમાં આયો, પણ મારી જમની આંખથી અપંગ રહી ગયો.

હું સાહાઝાડીનો ઉપકાર માનવા જતો હતો, પણ તેનીએ પોતાનાં બાપની સાથે વાત કરી મને અતકાવીઓ. તેણી બોલી, "શાહેબ, ત-મો નામદારે જોયું તેમ મેં જીન ઉપર ફતેહ મેલવીછે; પણ એ ફતેહ મને બહુજ મોંગી પ-ડીછે; મારે થોડીજ પલ જીવવાનીછે, તથા તમો-એ મારા લગનનો ગાંઠ બાંધવાનો વીચાર કર્યો હતો તેમાં તમુંને નાઉમેદ થવું પડશે. હમારી મારામારીના વખતમાં આતસ મારાં અંગમાં પેવસ થઈ ગયોછે ને તેથી હું આસ્તે આસ્તે બલુંછું. જયારે મે મરઘો બની દાદમના દાનાં વીચી ખાધા ત્યારે જો પેલો છેલો દાંનોબી મારા સપાતામાં આવી જતે ને હું તે ગરી ગઈ હતે તો આતલું બનતે નહીં. જીન પોતાનો છે-લો બચાવ કરવા ત્યાં ભરાયો હતો, તથા મારી સઘલી મેહનતની ફતેહ તેપરજ હતી. આએ રીતે દાંનો જતો રેહવાથી મને આતસનો ઉ-પયોગ કરવો પડયો, અને આસમાન તથા જ-મીનની વચેના એ મોહટાં હથ્યારથી મને તેની સાથે લડવું પડયું. તેની સઘલી મગરૂબી ભરેલી કલા તથા હુનર છતાં જીનને મેં દેખાડી આ-પ્યુંછે કે હું તેના કરતાં વધુ સમજતી હતી; મેં જીત મેલવીછે અને તેને ભસમ કરી નાંખ્યોછે; પણ હું મોહોતથી બચી સકનાર નથી, જે દર પલે આગલ આવતું જાયછે."

આટલું કહી સેહરાઝાડી ચુપ રહી ગઈ અને સુલતાનને કહ્યું, "શાહેબ, સવારનું ઉજરડું જનાએછે, જેથી મને આગલ વધવાની મનાઈ થઇછે. પણ જો તમો નામવર મને કાલ લગન જીવતદાંન બક્ષો તો, એ વાતનો અંત આવેલો તમો જાનવાને સામરથવાંન થશો."

સેહરીઆરે હા કહી, અને હમેસની રીતી પરમાને ઉઠી પોતાના રાજ્યના સંસારમાં પડયો.




બીજી સહવારે સેહરાઝાડીએ પોતાની વાત નીચે પરમાંણે આગલ લંબાવી:—

પેલો જોગી, પોતાનું મોહ આખો વખત ઝોબીદી સામું રાખી બોલયો, નેકબખત બાનું, સુલતાંને સાહાઝાડી **ખુબસુરત બાનું**ને તે-ણીના સાથ થયલી લડાઈનું વૃતાંત કરવા દીધું, તથા તેનીના મુઆ રેહવા બાદ તેને જેવી રીતે તે-ણીને જવાબ દીધો તે પરથી તેની અતીઅંત દલગીરી જનાઈ આવતી. તે બોલ્યો, "મારી બેટી, તારો બાપ કેવી હાલતમાંછે તે તું જોયછે; અફસોસ! હું મને હજુ જીવતો જોઇ આસચ-રીજ થાઉંછું! તારો વડો કારભારી મરણ પાંમી

ઓછે અને જે સાહાઝાડાને તેં જાદુઇથી ખલાસ કર્યોછે તેની એક આંખ જતી રહીછે." તે વધુ બોલી શકયો નહીં કારણ, હાય મારતો તથા ઙચકાં ખાતો તે રડતો હતો, જેથી તેની જબાં ઉપડી શકતી ન હતી.

એકાએક સાહાઝાડી બુમ પાડી ઉઠી, "હું બલુંછું! હું બલુંછું!" તેણીને લાગતું હતું કે આતસે તેણીના જીગર ઉપર હુંમલો કર્યો હતો; જેથી તેની વધારેને વધારે બુમ પાડતી હતી કે "હું બલુંછું!" એનો અંત તેણીના ન ખમાય એવા દરદથી છુટી પાડવાને મોટે આનચો. જે આગે તેણી ઉપર ગલબો કર્યો હતો તેની અસર એટલી તો અજાએબ હતી કે થોડા વખતમાં તે તદન, જીનની કાંની, રાખ થઈ ગઈ.

બાંનું, એઠી મને કેટલું દુખ પેડા થયું તે હું તમને જનાવી શકતો નથી. મારૂં કળયાંન કરનાર આવાં ભયંકાર મોહતથી મરણ પાંમવા કરતાં જો મારી સઘલી જીંદગી સુધી હું એક વાંદર અથવા કુતરોજ થઈ રહ્યો હતેતો પરવડતે. સુલતાંનને ઉપજતું દુઃખ એટલું તો હતું કે તે જારજાર છાતી તથા માંથું કુતી રડતો હતો કે જેની થાક ચહડવાથી તે બેસુધ થઈ ગયો. એથી તેનાં સરદારો તથા નોકરોએ દોડી આવી ચાંપતા એલાજો કાંમે લગાડી તેને પાછો હુશીઆર મુશકેલીથી કીધો. તેઓને એ તેના સઘલા વીલાપનાં કારનથી જાંનીતા કરવાની મને યા સુલતાનને આએ ગજબની વાત કેહવાની અગત રહી ન હતી. સાહાઝાડી તથા જીનના બલી ભશમ થઈ જવાથી બે રાખના ધગલા પડેલા હતા તે જોઈજ તેઓને સઘલી વાતથી જાંનીતા થવાનું બસ હતું. સુલતાંનથી ઊભુંભી રેહવઈ શકાતું ન હતું જેથી તેને તેના ઓરડામાં મુસકેલીથી ટેકા આપી લેઈ જવો પડયો.

આએ માહેતમ ભરી ખબર જયારે મેહલમાં તથા સેહરમાં ફેલાવો પામી ત્યારે, સાહાઝાડીનાં કમકમાત ઉપજાવે એવાં મોહોતને માટે દરેક આદમી સોક ભરયું થયું અને સુલતાંનનાં દુખમાં ભાગ લેવા લાગું.

સાત દીવસ સુધી આખાં શેહરે શોક પાલ્યો તથા સાહાઝાડીને માટે ઘણીક કીરીઆ કરવામાં આવી. જીનની રાખ રસ્તામાં ફેંકી દીધામાં આવી, અને સાહાઝાડીનીને એક કીંમતી વાસનમાં ભરીને તે વાસન જાલવી રાખવાને સાહાઝાડી જ્યાં મરણ પાંમી હતી ત્યાંજ દાતવામાં આવીઊં તથા તે ઉપર એક બહુ કીંમતી કબર બાંધી.

સુલતાંન સાહાઝાડીથી ઉપજતા શોકને લીધે એક આખો મહીનો પોતાનાં ઓરડામાંજ રહ્યો. તે તદન સાજો થયો ન હતો તેટલાં તેને મને બોલાવ્યો. તે બોલ્યો, "સાહાઝાડા, જે હોકમ હું તને કરૂંછું તે સાંભલ—અને જો તે પરમાંણે તું ચાલશે નહીંતો તને હું કતલ કરાવીશ." મેં તેના હોકમને તદન તાબે થવાની ખાતરી કરીઆપી. જે પરથી તેને આગલ આએ મુજબ મને કહ્યું, "તારા આવવા આગમજ હું બહુજ સુખ સાથે રેહતો હતો તથા મારી જીંદગીમાં કાંઈ પણ મને દુખ ઉપજાવનાર બનાવ બનયો ન હતો; પણ તારા આવવાથી મારૂં જે સઘલું શુખ હતું તે ગુમ થઈ ગયુંછે; મારી બેટી મરન પાંમીછે; તેનો સરદાર કીરતારને સ્વાધીન થયોછે; તથા માતર ખોદાની કાંઈ ચોટી મેહરથી મારો જાંન બચ્યોછે. તું મારાંપર આએ સઘલા પડતા ગજબનું કારણ થઈ પડયોછે, જેની હાજરીથી હું વધું વખત શુખ ભોગવી શકુ એ ન બને તેવુંછે; તેથી અતરેથી વગર બોલવે તું એકદમ જતો રેહ, કારણ જો તું હયાં રેહશેતો મારો જાંન બરબાદ થશે. મારી ખાતરી થઇછે કે તારાં પગલાં સાથેજ અવર લેતાં

આવેછે. મારે જે કેહેવાનુછે તે એજછે. નીકલ તેથી, અને સંભાલ રખજે કે મારાં રાજમાં ફ્રીથી તું દેખાવ દેતો નાહ; જો તું મારા હોકમની સામે થયો તો તારી બેવકુફીને માટે તારો જાંન લેવાને હું કદી આચકી ખાનાર નથી.” હું તેનો જવાબ વાલવા જતો હતો પણ ગોસાથી બુમ પાડી તેને મને ચુપ રાખ્યો; તથા નીચી મુડીએ દેશ નીકાલ થઈ, દુનીઆંમાં રખડતી હાલતે મને મેહલ છોડી જવું પડયું.

શેહર છોડવા આગમજ હું એક જાહેર હમામખાંનાંમાં ગયો, જ્યાં મેં મારૂં માકું તથા ભવાં બોડાવી નાખ્યા તથા એક જોગીનો વેસ ધારન કર્યો. જે બે ખુબશુરત સાહાજાદીઓનો મેં નાશ કર્યો હતો તેનો વીલાપ કરતો તથા મારા કમ ભાગ્યને કુતતો હું મારી મુસાફરીએ નીકલ્યો. મેં બગદાદ આવવાનો થેડાવ કર્યો, તથા આશા બાંધી કે **ધરમના બચાવ કરનાર સેહનશાના** કદમ નીચે જઈ મારી હકીકતથી તેને વાકેફ કરી તેની દયા ચાહું. અતરે આજે સાંજે હું આવી પોહાંતો. જે પેહલાં આદમીને મેં જોયું તે આએ હમારો ભાઈબંધ જોગી હતો જેને પોતાની વાતથી આપણને પેહલાં વાકેફ કીધાછે. બાકીની વાત તથા મારૂં તમો નામવર બાંનુંને ત્યાં કેમ આવવું થયું તે તમને રોશનછે.

બીજા જોગીએ પોતાની વાત પુરી કરતાંજ, ઝોબીડી કે જેની સામું જોઇ તે બોલતો હતો તેને કહ્યું, “ઠીકછે; તમારી મરજીમાં આવે ત્યારે તમો રૂખસદ લેજો:” પણ જતા રેહવાને બદલે પેહલા જોગી જેવીજ તેને માગની કરી તથા તેનીજ નજદીક જઈ બેઠો.

“પણ શાહેબ,” સેહરાઝાદી બોલી, “વખત થઈ ચુકોછે તેથી મારે એટલેજ અતકવું જોઇએ. હું હીમતથી કહુંછું કે તમોને બીજા જોગીની વાત ગમે તેતલી સારી લાગી હોય તોબી તરીજાની તમો નામવરને જો સાંભરવાની ખાહેશ હોયતો તે એ કરતાં વધું ધ્યાંન બેંચવાને લાયકનીછે.” સુલતાંનને છેલી વાત સાથે તેનો મુકાબલો કરવાની ખાહેશ થવાથી સેહરાઝાદીને હજુ વધુ વખત જીવતી રાખવાનો થેરાવ કરી પોતે ઉઠી ગયો.



## ગત ૫૩ મી.

બીજે દીવસે રાત પુરી થતાંજ સેહરીઆરે કહ્યું, “મારી મરજી તરીજા જોગીની વાત સાંભરવાનીછે.” “શાહેબ,” સેહરાઝાદીએ જવાબ દીધો, “તમારૂં ફરમાંન બજાવાને હું તૈયારછું. તરીજા જોગીએ પોતાની બોલવાની વારી આવવાથી, બીજાઓજ માફક ઝોબીડી તરફ ફરી આએ મુજબ બોલવા માડયું:—”





# ત્રીજા જોગીની વારતા.

ખુબીવંત ખાંનું, મારી વારતા તમોએ જે આગલ સાંભરીછે તેથી તદન જુદીજછે. મારી આગમજ જે શાહાઝાડાઓએ પોતાની હકીકત જનાવી તેમાં તેઓએ માતર પોતાના કમભાયગથી તેઓની આંખ ખોહેલી કહીછે, પણ મારી તો મારા પોતાનાં વાંકથીજ તથા મારે હાથે મારાંપર મુસીબત લાવી નાખવાથી ગઇછે, જે મારી વાતપરથી તમને માલમ પડશે.

મારૂં નાંમ "અજીબ*" છે, તથા કાસીબ નામના એક રાજાનો હું બેટો થાઉંછું. તેના મોહત પછે હું તેની ગાડીએ આયો તથા તે જે શેહરમાં રેહતો હતો તેનેજ મેં પણ મારી રાજધાંની દાખલ કબુલ રાખ્યું. એ શેહર દરીઆ કીનારાપર આવેલુંછે, એનું બંદર દુનયાંમાં સઉથી સરસ અને બચાવ ભરયુંછે; અને એનાં દરયાઈ ખાતાંમાં દોહોડસો મજબુત મનવાર તથા વેપારી વાંહાંણો વીગરેછે. મારૂ રાજ ઘણાએક સારાં મુલકોથી બનેલુંછે જેની સાથે મારી રાજધાંની નજદીક મારાંજ રાજને લગતાં ઘણાએક તાપુઓ આવેલાંછે.

ગાડીએ આવવા પછે પેહલ વેહલું કામ મારા મુલકો જોવાનું મેં કીધું. ત્યારબાદ મેં મારી સઘલી મનવારો તૈયાર કરાવી મારા સ્વાધીનમાના સઘલાં ટાપુમાં ફરવા નીકલ્યો કે ત્યાંની મારી રૈયતનો પ્યાર મેલવી તેમને મારા તરફ વધારે વફાદાર કરૂં. આએ મુસાફરીથી મારામાં દરયો ખેદવાની હોંશ ઉતપન થઈ તથા તેમાં હું એટલી તો મોજ મેલવવા લાગો કે મારા મુલકો ઉપરાંત બીજા નવાં મુલકોની સોધ કરવાનો મે અંતે નીશચય કીધો; એ મારી ઉમેદ પાર પાડવાને દશ વાહાનો મેં તૈયાર કરાવ્યાં તથા તેમાં મુસાફરીએ નીકલ્યો, ચાલીસ દીવસ સુધી અમોએ વગર હરકતે રસ્તો કાપ્યો પણ એકતાલીસમે દાહાડે એવું તોફાંન થાઈ આયું કે હમોએ બચવાની આશા છોડી હતી. પણ શાહવારૂં પડતાં પવન નરમ પડયો, વાદલાં વીખરઈ ગયાં તથા શુરજ પરકાસવા લાગો. ત્યાર પછે અમો એક ટાપુ નજદીક જઈ પુગા જ્યાંથી તાજો ખોરાક ભરવા બે દીવશ રહી અમારાં વાંહાણ પાછાં હંકારયાં; દસ દીવસ મુસાફરી કરવા પછે હમોને જમીનની નજદીક આવવાની આશા આવી, કારન જે તોફાંન અમોએ જોયું હતું તેથી મારી મુસાફરી કરવાની ખુશી તદન ગુમ થઈ ગઈ હતી તથા પાછા મારા મુલક તરફ જવાનો મેં હોકમ કર્યો હતો. જ્યારે મેં પાછું ફરવાનો હોકમ કરયો ત્યારેજ મને લાગુ હતું કે મારો નાખોદા અમો કયાં હતા તે જાનતો ન હતો. દશમે દીવસે એક ખલાસીને વચલાં દોલપર ચહડાવી જમીન જોવાને હમોએ ફરમાવ્યું. તેને અમોને જણાવ્યું કે વાંહણની જમની તથા દા-

* "અજીબ"નો અર્થ અરબીમાં "અજાએબી" થાયછે.

ભી બોરકુએ દરયા સીવાયે બીજું કાંઈ દીસતું ન હતું પણ બરાબર સાંમને એક મોટું કાલું


રાજા પાટીઆને વળગી પોતાનો બચાવ કરેછે. (સફે ૧૪૭)

ચાભું તેની નજરે પડતું હતું.

નાખોદા પેલા ખલાસીને એમ બોલતાં સાંભલતાંજ પોતાની પાગડી એક હાથે તુતકપર ફેંકી દઈ બીજે હાથે છાતી કુતતો રડવા લાગો, "અરે નામવર સાહ! આપનું સંધાનું નખોદ વલ્યું! આપનાં માનો એકે પણ બચી

શકનાર નથી! મારી સઘલી હુસ્યારી વાપડતાં આપણો બચાવ કરવાનું મારા અખત્યારમાં નથી." એમ બોલી જાને કધી બચાવ નહીં થઈ શકે તેમ તે જારી અને પોકાર કરવા લાગો, તથા નાખોડાની નાઉમેડીથી વાંહણનના સઘલા ખલાસીઓ ગભરાતમાં પડયા. મેં તેને તેની વાસ્તીનો સબબ પુછયો. તેને જવાબ દીધો કે 'તોફાન થવાથી આપણે આપણા રસ્તાથી એતલાતો આદા ફરતા છઈએ કે કાલે બપોર પડતાં આપણે કાલા પર્વત અથવા *લોહોચુમબક-ના પથરની ખાન આગલ જઈ પુગશું, કે જે તમારા સઘલા કાફલાને પોતા તરફ કેટલો વખત થઓ ખેંચેછે; અને કાલે તેનથી ચોકસ તફાવતે આપના જઈ પોહોંચતાંજ લોહોચુમબકનું એટલું તો ખેંચાન થશે કે વાંહણની બાજુના તથા તલીએના સઘલા ખીલા ખેંચાઈ જઈ તે પર્વતને વલગી જશે; કે જેથી આપણા વાહનનાં સાંધે સાંધા છુતા પડી જશે તથા આપણે ડુબી જશું. પાહાડની આગલ સંખ્યાબંધ વાંહાણોનો જે નાસ થયોછે તેમાનાં લોહોડાંનો એક મોટો જથો ત્યાં એકથો થયોછે."

"એ પર્વત," પેલાના ખુદાએ પોતાની વાત આગલ લંબાવી કહ્યું, "ઘણો સીધોછે; એના શીખર ઉપર પીતલના થાંભા ઉપર ઉભો કરેલો, પીતલનો બનાવેલો એક ગુંબજછે; ગુંબજનાં મઠાલા ઉપર પીતલનો સવાર સાથનો એક ઘોડોછે તથા સવારની છાટી ઉપર જાદુઈ અક્ષર કોટરેલી સીસાંની એક ઢાલ જડેલીછે. એવું કેહવામાં આવેછે કે એ પુટલું આટલાં બધાં વાંહાણ તથા લોકોનો નાશ થવાનું મુખ્ય કારણછે; અને લોકોમાં એવી વાત ચાલેછે કે એ પરમાણે, જયાં સુધી એ ઘોડા તથા સવારને કોઈ જમીન દોસ્ત ન કરશે ત્યાં લગન એની નજીક જનારા સઘલાં પાયામાલ થશે."

નાખોદા વાત પુરી કરવા પછે પાછો ફોક મુકી રડવા પડયો ને તેની સાથે બાકી રહેલા બધા તેને જોઈ બીજા પણ જારી કરવા મંડી ગયા. મેંતો વીચાર કરયો કે મારા દાહાડા પુરા થયા હતા. જે વખત હતો તેનો લાભ લઈ દરેકજન પોત પોતાનો બચાવ કરવા મંડી ગયા; તથા શું બનશે તેનો અમોને કોઇને પણ ચોકસ વીચાર ન હોવાથી એક બીજાને છેલી સલામ કરી ભેતી લીધું.

બીજે દીવસે સહવારનાં હમોને કાલો પર્વત ખોલો દીસવા લાગો, તથા અમોને તે વીશે આગલથી ખરાબ વીચાર બેસવાથી જેતલો ખરેખર તે દીસ્તો હતો તે કરતાં પણ તે વધારે ભયંકાર લાગવા લાગો. બપોર પડતાં હમો ઘણા નજદીક જઈ પોહોતાં તથા નાખોદાએ જે કહ્યું હતું તે તદન ખરૂં પડવા લાગું. અમોને વાંહાણમાનાં સઘલા ખીલા તથા લોઢું પાહાડ તરફ તેના ખેંચાંનના જોરથી ઉડી જતું જનાવા લાગું; સઘલાં વાંહાણોનાં તુકડા છુટા થઈ જઈ દરીઆમાં ડુબી ગયા. મારાં સઘલાં આદમી ડુબી મુવાં. પણ ઈશીવરની કૃપાથી એક પાત્યાંની મદદથી હું બચ્યો કે જે પવનથી કરી ઘસદઈ પાહડને તલીએ જઈ લાગું. મને જરાપણ નુકસાન થયું ન હતું; તથા મારાં સારાં ભાયગે હું એવી જગાપર જઈ લાગો હતો કે ત્યાંથી ઉપર જવાને પગથી હતી.

સેહરાઝાડીએ વાત કરયાજ કરી હતે પણ સુર્ય નીકલવાથી તેને મુગી રેહવાની ફરજ

* લોહોચુંબકના પર્વતનું વૃતાંત ઘણાંક અરબી કખનારાઓ કરી ગયાછે. એ આગલા વખતના લખનારાઓની કલપનાથી ચોકી બેસાદવામાં આવેલોછે, જે વીશે તરેવાર વાતો પોતાના વીચારથી ઉભી કરવાને તેઓ ઘણી મોજ મેલવતા હતા.

પડી. સુલતાંનની પણ વાતની શરૂઆતપરથીજ ખાતરી થઈ કે સુલતાંનાંએ તેને થગી ન હતી; અને તેટલા વાસ્તે તેને તેણીને તે દીવસે મારી નહી નખાવી તેથી આપણને અજાએબ થવાનું કારણ નથી.



રાત ૫૪ મી.

બીજે દીવસે પરોઢયાંમાં દીનારઝાડી બોલી, "ખોદાને ખાતર બેહન, તમોને જો હુંગ ન આવતી હોયતો તરીજા જોગીની વાર્તા આગલ કરો." સેહરાઝાડી બોલી, "મારાં પ્યારાં બેહન, સાહાઝાડાએ આએ પરમાંણે આગલ વાત ચલાવવી:—"

પગથી જોઈ મે ખોદાના સુકર ગુજારયા, કારણ એ સીવાએ મારો પગ વતીક મુકવાને દાબી યા જમની કોઈપણ બાજુ જરાએ જગા નહી હતી; તે સરવ સકતીવાંન બાપની મદદ ચાહી હું ઉપર ચહડવા લાગો. પગથીમો એટલીતો સાંકરી તથા ખરબચડી હતી કે જો પવન જરાબી ફુંકતે તો હું ઊંડી ગયો હતે; પણ અંતે હું ઉપર પોંહોંચયો. હું પેલા ગુંબજમાં ગયો તથા જમીનપર ગુથન મંડયે પડી ખોદાની મેહરબાંનીને માટે મેં તેનો ઉપકાર માનયો.

મેં તે રાત પેલા ગુંબજ નીચેજ કાહાડી. મારી હુંગમાં એક સફેદ બાલવાલો બુજરગ આદમી મને દેખાયો, તેને કહ્યુ, "અજીબ સાંભલ: જેવો ઉઠે તેવો તારા પગ તલેની જગ્યા ખોદજે; તુને પીતલની એક કમાન તથા સીસાના તરણ તીર ત્યાંથી મલશે, કે જે માણસ જાતને જે ઘણાં દુખો ખમવાં પડેછે તેમાથી છોડવવા માટે જાદુઈના બનાવામાં આવ્યાછે. એ તરણે તીર તે પુતલાં તરફ ફેંકજે જેથી પેલો સવાર દરયામાં અને ઘોડો તારી પડોસમાં પડશે, જેને જે જગાપરથી તને તીર અને કાંમઠું મલે ત્યાંજ દાતજે. આટલું તું કરી રેહશે કે દરયો ઉપસી ગુંબજના તલ્યાંવેર પાંણી આવશે. દરયો ઉપર આવવા પછે તને એક મછવો જનાસે કે જેમાં બેઉ હાથમાં હલેસાં પકડેલું એક માંણસ હશે. એ માણસ પણ ધાતુનું જ બનેલુંછે, પણ ઘોડાપર જે હતું તેને બદલે બીજી ધાતુંનું એછે. તું તે મછવાપર બેસી જજે ને તેને તે હંકારવા દેજે, પણ કધીબી ખોદાનું નાંમ મોહ ઉપર લેતો ના. દશ દીવસ પછે તે તને બીજા દરયામાં લેઈ જશે જયાંથી તારે પોતાને મુલક જવાને બની આવશે, પણ એ સઘલાની જો તું આશા રાખતો હોયતો મેં તને કહ્યુંછે તેમ આખી મુસાફરીમાં ખોદાનું નાંમ આચરતો ના."

તે બુધાં માંણસે જે મારી સાથે વાત કરી તે એજ મતલબની હતી. ઉઠતાંજ આએ સ્વપનો જોવાથી મને બહુ ધીરજ પેડા થઈ, તથા જેબી તેને મને કહ્યં હતું તે પરમાણે કરવાને હું ભુલ્યો નહીં. મેં તીર કમાંન જમીનમાંથી ખોડી કાહાડયા, પેલા સવાર ઉપર તીર ફેંકયા અને તરીજે તીરે તેને જમીનદોસ્ત કીધો. પેલો સવાર દરીઆમાં જઈ તથા ઘોડો મારી નજડીક આવી પડયો જેને મેં જયાંથી કમાંન અને તીર ખોદી કાહાડયા હતા ત્યાં દાટયો. એ અવસરમાં દરયો ઉપસવા લાગો તથા આસ્તે આસ્તે છેક

ઉપર આયો. જ્યારે ગુંબજનાં તળ્યાં સુધી પાંણી આયું કે દુરથી મેં એક મછવો મારી તરફ હલેસાં મારતો આવતો દીઠો : મેં તેથી અકુરમઝદનો ઉપકાર માનયો કારણ સઘલું જેમ મેં સ્વપનો દીઠો હતો તેમજ બનવા લાગું. હડી બેઠો તથા ખુબ સંભાલ રાખી ખોદાનું નામ મોહ ઉપર નહીં લીધું, તથા એક શબ્દ પાણ મોહમાંથી બાહર ન કાહાડયો. મારાં બેઠાં પછે પેલું ધાતુનું માણસ હલેસા મારી પાહાડ આગલથી મછવો હંકારી જવા લાગો. તેને જ-



તરીજે તીરે તેને જમીન દોસ્ત કીધો. (અફે ૧૪૮)

અંતે મછવો જમીન નજદીક આવ્યો, તથા મેં જોયું કે મારા સ્વપનાજ પરમાણે પેલો મછવાવાલો ધાતુનો બનેલો હતો. હું તે ઉપર ચ-રા પણ થાક ખાવા વગર નવ દાહાડા સુધી હલેસાં મારયાં કીધાં, જે પછે મને થોડાંક ટાપુ નજર પડવા લાગાં. એ પરથી મને આશા આવી

કે હવે હું સઘલાં ભયમાંથી બચીસ. બહુજ ખુશીમાં આવી જવાથી મને જે મનાઈ કરવામાં આવી હતી તે ભુલી જઈ હું બોલી ઉઠયો "શુકર પેદા કરનારના! પરવરદેગારના નામ ઉપર હજારો હજાર આફરીન હોજો!"

મારાં મોહમાંથી એ શબ્દો હજુતો નીકલી રહ્યા ન હતા તેટલાં મછવો ઊંધોવલી પેલાં ધાતુના માણસ સાથે ડુબી ગયો તથા હું પાંણીમાં પછારા મારતો રહી ગયો. બાકીનો વખત જે નજદીક જગા દીસ્તી હતી તે તરફ તરવા લાગો. અંધારી રાત પડવા પછે હું કયાં હતો તે નહીં જનાવાથી, જયાં ત્યાં ફાફાં મારી તરતો કાઈ ગયાં; મેં તે પેહડી લીધાં તથા આગલ વધ્યો કે હું કહ્યાં મુલકમાં હતો તેની ખબર કાહાડું. જરા આગલ વધતાં મહને માલમ પડયું કે હું એક નાહાના ટાપુ ઉપર હતો જે ઉપર ઘણા ઝાહાડો તથા જંગલી મેવો ઉગેલો હતો. નજર ફેરવતાં મને માલમ પડયું કે એ ટાપુ પાસેના મુલકથી દુર હતું, જેથી મારાં દરયાઈ ઘોરમાંથી બચવણી ઉપજેલી ખુશીમાં જરા ખલલ પડી. એ છતાં મેં ખુદાનો ઉપકાર માનયો તથા બંદગી કરી તેનાં હોકમને તાબે થવાનો ઠેડાવ કીધો. તરતજ મને સામેના મુલકમાથી એક વાહાણ આવતું જનાયું તથા પવન ટાપુ તરફનોજ હો-



ધાતુનું માણસ હલેસાં મારવા લાગું. (સફે ૧૪૯)

હતો. આસ્તે આસ્તે મને થાક ચહડવા લાગી ને મે મારો બચાવ કરવાની આશા છોડી; પણ જોરમાં પવન નીકલી આવ્યો તથા ડુંગર જેવો એક મોહતો મોજો મને એક સપાત જમીન ઉપર ઘસડી લઈ જઈ નાખી પાછો હતી ગયો. હું જલદીથી સુકી જગા ઉપર દોડી ગયો, કે બીજો મોજો આવી મને પાછો ગસડી નહીં લેઈ જાય. પેહલું કાંમ મે મારાં કપરાં કાહાડી નાખી તેમાંનું પાંણી નીચવી સુકી રેતીપર ઉગાતા નાખવાનું કીધું કે જે રેતી સુરજની ગરમીથી તપેલી હોવાથી હજુ ગરમ હતી. સહવારનાં સુરજનું તદકું નીકલવાથી મારાં કપડાં જલડી સુવાથી તે તરફજ આવવા લાગું. મારી ખાતરી થઈ કે તે એ ટાપુ આગલજ લંગરશે, અને વાહાંણપરનાં આદમી કોણ હશે, તેઓ દોસ્ત કે દુશમન હશે, તે નહીં જાંનું ત્યાં લગન ભરાઈ રેહવામાં મે વધારે સંભાલ ભરેલું ધારયું. હું એક ઘણાં જાડાં ઝાહાડ ઉપર ચહડી ગયો; જયાંથી હું તેમને વગર ધાસ્તીએ જોઈ શકતો હતો.

પેલું વાંહાંણ એક ખાડીમાં દાખલ થયું. તથા દશ ગોલાંમો તેમાંથી નીચે ઉતરયા જેઓનાં હાથમાં જમીન ખોદવાને કોદારી પાઉરા હતા. તેઓ ટાપુની વચે ગયા અને ત્યાં ગણોક વ-

ખત સુધી પાસેની જગા ખોદી; જે પછે મને તેઓ એક બારનું ઊંગાડતાં જનાયા. તેઓ પાણેલી જગા આગલ ગયા: એપરથી માલમ પડયું કે પેલું બારનું કોઇ ભોયરાંમાં ઉતરવાનો રસ્તો હશે.



હું એક ઘણાં જાડાં ઝાહાડ ઉપર ચહડી ગયો. (સફે ૧૫૦)

છા વાંહાંણ ઉપર ગયા તથા તેમાંથી તરેહવાર જાતનો ખોરાક અને સરસામાંન લઈ પેલી ખ- પાછા મેં તેમને વાંહાંણ ઉપર જતા દીઠા. અને તરતજ તેઓ એક બુઢા આદમી સાથે

પાછા આયા. કે જે બુઢો હાથ પકડી એક ચઉદ પંદર વર્ષની ઉમરનો છોકરો સાથે લેઈ આલતો. તેઓ પેલું બારનું ઊંગાડી ભોંયરાંમાં ઉતરયા. ઉપર આયા બાદ તેઓએ પેલું બારનું ઢાંકી દીધું, તથા તે ઉપર મટોડું પાંથરી જ્યાં વાંહાંણ લંગરયું હતું ત્યાં ગયા. પણ મેં તેઓની સાથે પેલા નાહલા છોકરાને દીઠો નહીં. એપરથી મેં ધારયું કે તે પેલાં ભોયરાંમાંજ હશે. જે બનાવે મને પુષકલ અજાએબીમાં નાખ્યો.

પેલો બુઢો તથા ગોલાંમો વાંહાંણ ઉપર પાછા ગયા, તથા લંગર ઊંચકી પાછા સામેના મુલક તરફ વાંહાંણ હંકારયું. જ્યારે મેં જોયું કે તેઓ મને જોઈ ન શકે એટલા દુર ગયાછે ત્યારે હું ઝાહાડપરથી ઉતરયો તથા જ્યાંથી જગ્યા ખની હતી ત્યાં ગયો. મેં આસ્તે આસ્તે મને એથી ત્રણ ફુટનો એક ચોરસ પથર દેખાયો ત્યાં સુધી મટોડી ખીસાડી. મેં તે પથર ઊંચકયો તો મને માલમ પડયું કે અંદર જવાના દાદર ઉપર તે ધાંકેલો હતો. હું નીચે ઉતરયો અને મને એક મોટા ઓરડામાં જોવા લાગો કે જ્યાં મેં પેલા જુવાંન શખસને પોતાનાં હાથમાં વીનો લેઈ એક કોચ ઉપર બેઠેલો જોયો. વલી મેં મેવો તથા ફુલનાં કુંદાં જે તેની પાસે હતાં તે પણ દીઠાં. એ સઘલું મને બે મીનબતી સલગાવેલી હતી તેના ઉજાસથી દેખાતું. પેલા જુવાંન છોકરાએ જ્યારે મને દીઠો ત્યારે પુષકલ પોતે ગભરાવા લાગો; પણ તેની બીહીક ભાંજવા મેં દાખલ થતાંજ કહ્યું. "સાહેબ, તમો ગમે તેબી હોવો પણ મારેથી દરતા ના; એક રાજાનો બેટો તથા રાજા પોતે હોવાથી તમોને નુકસાન હું કરી શકનાર નથી; તેથી ઉલતું હું ધારૂંછું કે તમોને આએ જીવતી ગોરમાંથી બચાવાને તમારા સારા ભાયગે હું અતરે આવી પોહોતો; પણ મને જે મોટી અજાએબી પેદા થાયછે તે એછેકે (કારણ તમારા આએ ટાપુ આગલ આયા પછે શું શું બનાવ બનયાછે તે મે સઘલા દીઠાછે) તમોએ વગર અડચન કરવે તમુને આએ જગામાં બંધ કરવા દીધા."

એટલું બોલી સેહરાઝાડી ચુપ થઈ; તથા સુલતાંન ઉઠયો પણ પેલા છોકરાને શું કારણ ભોંયરાંમાં બંધ કીધો હતો તે બીજે દીવસે જાનવાની ખાહેશથી પોતે અધીરો થયો હતો.




વખત થતાંજ દીનારઝાડી સુલતાંનાંને ઉઠાડી બોલી; "બેહન, જો તમો હુંગથી ફરેગ થયાં હોવોતો એહરબાંની કરી તીજા જોગીની વાર્તા ચલાવો;" સેહરાઝાડીએ તરતજ આએ પરમાણે બોલવા માંડયું:—

તરીજા જોગીએ પોતાનું બોલણું સહરૂંજ રાખી કહ્યું, તે જુવાંન છોકરાએ આએ મારા બોલાસાથી જરા હીમત પકડી મને પોતા કને બેસવા ફરમાવીઊ. મારા બેઠા પછે તે બોલ્યો, "સાહાઝાડા મારી વાત એવી અજાએબ જેવીછે કે તે સાંભરવાથી તું અચરત થશે.

"મારો બાપ એક ઝવેરીછે કે જેને પોતાની

હુસ્યારીથી એ ધંધામાં પુષકલ દોલત એકથી કરીછે, એની પાસે ઘણાક ગુલામ તથા આદત્યાછે ને પોતાનું ઝહવેરાત વેચેછે, તે સાથ, તેઓથી વેહવાર રાખેછે.



મારા બાપે....જોશી પાસે મારૂં જનમ ફલ જોવાડયું. (પ્રૂ ૧૫૪)

જેઓને પોતાના વાંહાંણ ઉપર પોતાના કારભારી દાખલ નેમેછે તથા જે મોટી મોટી દરબારો- "એને પરણ્યાને બહુ વર્ષ વહી ગયાં પણ તે અરસામાં કસાં ફરજંદની વરધી થઈ નહી; અને

એને સ્વપનામાં જનાવામાં આવ્યું કે એક છોકરો તારે ત્યાં અવતરસે પણ તે બહુ તુકી ઉમરમાં મરણ પાંમસે; જે સ્વપનો જોવાથી મારો બાપ બહુ બેચેન થયો. તેના સ્વપના જોવા પછે આસરે નવ મહીને હું જનમયો અને આખા કુટુંબમાં બહુ ખુસાલી પેડા થઈ.

“મારા બાપે મારા જન્મની ઘડી પલ નોંધી લેઈ જોશીઓ પાસે તેનું ફલ જોવાડયું. જેના જવાબમાં તેઓએ કહ્યું, ‘તમારો બેટો પંદર વર્ષની ઉમરનો થશે ત્યાં લગન ઘણુ સુખ ભોગવશે, જે પછે એની જીંદગી ધાસ્તીમા આવી પડશે. એમાંથી એનું બચવું ભારે મુશકેલછે; તોપણ એના સારાં ભાયગે જો એ બચી જાયતો પછે એની ઉમર બહુ લાંબીછે. તે વખત, (તેઓએ કહ્યું), જયારે કાસીબ રાજાનો બેટો. સાહાઝાડો અજીબ લોહોચુંબકના પાહાડપરનું પીતલનું પુતલું દરયામાં તોડી પાડસે ત્યાર પછેનોછે; અને અમારા વરતારા પરમાંણે તમારો બેટો તેજ સાહાઝાડાના હાથથી પુતલું પડયાં પછે પચાસમે દીવસે મારયો જસે.’

“મારા બાપે મારી કેલવણી પાછલ આજ લગન ઘણી મેહનત લીધી, અને હમના મને પંદરમું વર્ષ ચાલેછે. ગઈ કાલે તેને ખબર મલીકે પીતલનું પુતલું દશ દીવસ થયા મેં કહ્યું તેજ સાહાઝાડાએ દરયામાં ફેંકી દીધુંછે. એ ખબરથી મારો બાપ પુશકલ વીલાપ કરેછે તથા એટલો બીધોછે કે તેનો અવતારજ તદન બદલઈ ગયલો દીસેછે.

“જોશીઓના વરતારાપરથી મારી જીંદગી બચાવા તથા મારો ટપકો ખોતો પાડવા તેને સઘલા બનતા ઉપાયો લીધાછે. તેને થોડાજ વખત થયો આએ ભોંએરૂં બંધાવીઉં છે કે પુતલુ નાખી દેવા પછે પચાસ દીવસ ગુજરી જાય ત્યાં લગન મને તે એ મધે સાંતી રાખે; અને તેટલા વાસ્તે પુતલું પડવાને માતર આજે દશ દીવસ થયાછે તોબી તેને અતીઅંત ઉતાવલ કરી મને અતરે લાવી રાખ્યોછે; તથા બાકી રેહેલા ચાલીસ દીવસ પુરા થતાંજ મને લેવા આવવાની કબુલાત આપીછે. મારી તરફથી પુછોતો મારી ખાતરીછે કે સાહાઝાડો અજીબ મને આવાં એક વેરાંન જંગલમાં બાંધેલાં ભોંયદાંમાં સોધતો આવી સકે એ અશકયછે.”

ઝહવેરીનો બેટો પોતાની વાર્તા કરતો હતો ત્યારે હું મનમાંજ જોશીઓ તરફ હસવા લાગો કે, ‘હું તેનો જીવ લેવસ’; એવો બનાવ કદી ન બને એવી મારી પુર ખાતરી હોવાથી તેના બોલી રેહતાંજ મેં ઘણી ખુશી સાથે કહ્યું, “પ્યારા સાહેબ, ખોદાપર ઈતબાર રાખો તથા કસી ધાસ્તી ના કરો. હું ખુશી છું કે મારૂં વાંહન ભાગવા પછે હું આએ જગાએજ બચ્યો જે મારાં સારાં ભાયગે જેથી તમારી જીંદગી લેવાની તજવીજ કરે તેથી તમોને બચાવી લેવાને હું શકતીવાંન થઈસિ. જોશીઓએ જે ચાલીસ દીવશની તમોને ધાસ્તી આપીછે તે પુરા થાય નહી ત્યાં લગન હું તમોને છોડી જઈસિ નહીં; એ અવસરમાં મારેથી બનતી તમારી બરદાસ્ત લેવસ, અને પછે તમારા બાપની પરવાંનગીથી તેના વાંહાણમાં તમારી સાથે તમારા મુલકમાં આવીસ; તથા મારાં રાજમાં પાછો પોંહોંચતાંજ જે મારીપર આભાર થસે તે સારી પેઠે યાદ રાખી મારેથી બનતી કોશેસ કરી તેનો પાડ વાલીસ.”

મારાં કેહવાથી ઝવેરીના છોકરાને હીમત આવી તથા તેને વીસવાસ આવવા લાગો. મેં તપાસ રાખી, જે અજીબની તે ધાસ્તી કરતો હતો તે હુંજ છું, એવું તેને જનાવ્યું નહીં; જેમ કરવાથી તેની બેચેનીમાં વધારો થતે; તે સાથે હું કોણ હતો તેનો તેને જરાએ સંસય

:ચ નહી તેને માટે મે પુશકલ સંભાલ લીધી. :મે રાત પડી તયાં સુધી તરેવાર વાત કર્યા, રી. મને એ છોકરો અબરાક જનાયો. તેનાજ ખોરાકમાંથી હું પણ એની સાથે ખા- લાગો જે એટલો ખધો હતો કે મારા જેવા ીજા પહેરોનાઓ આવે તોપણ ચાલીસ ઉપર વસ ચાલ્યાં વગર રહે નહીં. રાતનું ખાંનુ ધાં પછે અમોએ કેટલો વખત સુધી વાત રીયા કરી; પછે અંતે અમો સુઈ ગયા.

બીજે દાહાડે ઉઠયાં પછે મેં તેને કપડાં પે- રવામાં મદદ કરી; મેંજ ખાંનું પકાવ્યું અને ખતસર તેબલ ઉપર લાવી મુકયું : ખાધાં બાદ અમારી મોજને માટે મેં એક રમત સોધી કા- ડી, તથા એ મુઆફીક તેજ દાહાડે નહી પણ ને પછે હમેસ હું કરવા લાગો. બપોરના ખાં- નાં માફકજ રાતનું ખાંનું મેં પકાવ્યું તથા આ- ગલા દીવસની મુઆફીક જમી સુવા ગયા. એ રમાંણે અમોને એક બીજા વીસે સારો વી- ચાર બેઠો તથા અમારી દોસ્તી મકમ થવા લા- ગી. મને માલમ પડયું કે તે મને ચાહાતો હતો; તથા મને પોતાને તેને માટે એટલો પ્યાર છુત- ા લાગો કે હું મારે મનસે બોલવા લાગો, "જે જોશીઓએ એના બાપને કહ્યું હતું જે તા- ો બેટો મારે હાથે મરણ પાંમસે તેઓ ખરા ગ હસે; કારણ હું એવું નીચ કરમ કરૂં એ તદન વીચારથી ઉલતું હતું." તુકમાં, ખાંનું, અમે ઓગનચાલીસ દાહાડા તે ભોયરાંમાં બ- હુજ ખુસી સાથે કાહાડયા.

ચાલીસમો દાહાડો રોશન થયો; તથા તે દા- હાડે સહવારમાં તે જુવાંન ઉઠયો ત્યારે પોતાથી ખામોસ નહી થાય તેટલી ખુસાલી સાથ મને કેહવા લાગો, "સાહાઝાડા, આજે ચાલીસમો દાહાડોછે, ને હજુ હું જીવતો છું. માટે હું તે સરવસકતીવાંન બાપનો ઉપકાર માનુંછું, તથા તારી સોબતીને સારૂ તારો આભારી થયોછું. મારો બાપ થોડાવારમાં આવવાને ભુલસે નહી, જે તારો ઘટતો ઉપકાર માંનસે, તથા તારા રા- જમાં પાછું ફરવાને જેબી ઉપાય લેવા ગતસે તે ઘણા આભાર સાથે લેવાને ચુકનાર નથી, પણ એટલાં હું તારી પાસે અરજ ગુજારૂંછું કે મારે માટે થોડું ગરમ પાંણી તૈયાર કર કે નાહી હું કપડાં બદલું જેથી મારા બાપને વધારે માંન સાથે ભેતવાને મને બની આવે."

મેં પાંણી ચુહુલા ઉપર ચહડાવ્યું તથા તે ગ- રમ થવા પછે હમામખાંનામાં લેઈ જઈ મુકયું. તે જવાંન નાહીને મેં તૈયાર કરેલાં બીછાનાં ઉપર જઈ સુતો. થોડો વાર ઉંગાઈ ઉઠી તેને કહ્યું, "પેઆરા સાહાઝાડા, મેહરબાંની કરી મારે માટે એક ખડબુચ્ચું અને થોડી ખાંડ લાવ કે તે ખાધાથી જરા મને હુસ્યારી આવે."

જે ખડબુચ્ચાં બાકી વધ્યાં હતાં તેમાંથી સ- ઉથી સરસ એક લેઈ રકાબીમાં મેં મુકયું; તથા તે કાપવાને મને છરી ન મલવાથી મેં તેને પુ- છયું કે છરી કયાં હતી. તે બોલ્યો, "મારાં મા- થાં ઉપર આવેલી અભડાઈ ઉપર એકછે." મને તે ત્યાં જનાઈ તથા તે લેઇને પાછું ફરતાં મારો પગ ગલીચામાં ભરઈ જવાથી, હું તે જુવાંન ઉપર તુતી પડયો અને વાત કરતાં મારા હાથ- માંની છરી તેનાં જીગરમાં પેવસ થઈ ગઈ.

એથી હું બહુંજ દુખી થઈ રડવા લાગો; હું મારૂં માથું, કપાલ, અને છાતી કુતવા લાગો; મારાં કપરાં ફાડી મેં ચીન ચીન કીધાં: નહી વીચરાઈ શકે તેવી દલગીરી તથા દુખ સાથ હું જમીન ઉપર પછડાઈ પડયો. મેં વીચારયું, "અફ- સોસ! એ બચારા ગરીબદાનો છુટકો થવાને માતર થોડાજ કલાક બાકી હતા જે મોહાતનાં પંજામાંથી બચવા માટે આવી જગા ઉપર પોતે આવી રહ્યો હ- તો; મેં પોતે પણ એને સઘલા દુખમાંથી છુતો થય- લો ધારયો ત્યારે હુંજ એનો ખુની થયોછું તથા જે

અગમચેતી થઈ હતી તે ખરી પડીછે. પણ એ- સરવ શકતીવાંન બાપ!" મેં મારૂં સીર તથા હાથ આસમાન તરફ ખબરોસ કરી કહ્યું, "હું તારી પાસે માફી ચાહું છું, અને જો હું એનાં મોહતને માટે ગુનેગાર હોઊંતો, મારી જીંદગી એકદમ ખતમ કર."

સેહરાઝાડીને દાહાડો રોશન થવાથી આએ બેહદુકત વાત બંધ કરવાની ફરજ પડી. હીંદનાં સુલતાંનને એ વાતથી બહુ લાગી આવ્યું તથા પેલા જોગીનું શું થયું તે જાંનવાને તે બહું અધીરો બનયો અને તેને એટલા માટે ઠેહાવ કર્યો કે સેહરાઝાડીને તે દીવસે મારી નાખવી નહીં, કારણ જોગીનું શું થયું તે માતર તેનીને એખલીનેજ ખબર હતી.



## રાત ૫૬ મી.

દીનારઝાડીએ બીજી સહવારે સુલતાંનાંને હમેસ માફક ઉઠાડી. તેની બોલી, "બેહન, તમો જો જાગતાં હોવોતો, પેલા જુવાંનનાં મોહોત પછે શું થયું તેનું બ્યાંન કરો." સેહરાઝાડીએ નીચે પરમાંણે કેહવા માંડયું:—

બાંનું, તરીજા જોગીએ ઝોબીડી તરફ ફરી પોતાની વાત ચાલુ રાખી કહ્યું, આએ દુખદાયક બનાવ પછે, હું મોહતને જો તે વખતે હાજર થતે તો વગર આનાંકાનીએ શરણ થયો હતે. પણ સારૂં કે નરસું જે આપને ચાહીએ તે હમેસ બનતું નથી. એ સઘલું છતાં મેં વીચાર કીધો કે મારા ગમે એતલા રડવા કુતવાથી એ જુવાંન જીવતો થઈ શકનાર નથી અને ચાલીસ દાહાડા પુરા થવાથી તેનો બાપ આવી પુગસે એવી ધાસ્તીથી મેં તે ભોંયરૂં છોરીયું, તેના દરવાજા ઉપર પેલો મોટો પથર પાછો મુકયો અને ઉપર મટોડી પાંથરી દીધી.

મારૂં કાંમ પુરૂ થવા બાદ મેં સાંમેના મુલક તરફ નજર કીધી તો દરયામાંથી પેલું વાંહણ એ જુવાંનને લેવા આવતું જનાયું, મેં તેથી શું કરવું તેનો વીચાર કીધો. મેં મનથી ધારયું, "જો એ બુધો સખસ મને જોસે તો તરત પકડી લેસે તથા પોતાના બેતાને મુવેલો જોઈ ગોલામો પાસે એકદમ મને કતલ કરાવસે; ગમે તેવી રીતેબી હું તેને સમજાવસ તેથી તે મને નીર અપરાધી ગનસે નહીં. તેથી મારા અખત્યારમાંછે તેતલાં હીયાંથી વતી જાઊં તો તે તેના પજામાં સપદાવા કરતાં બેહતર થશે."

એ ભોંએડાંની નજડીક સારે ભાએગે એક મોટું પાડડાંથી ભરાઈ ગયલું ઝાહાડ હતું જે ઉપર છુપાઈ જવાને હું ચહડયો. જયાંથી હું તેમને ન દેખાઈ સકું એવી જગાપર પોહોંચી હજુતો બેથો નહીં એટલાં જે ખાડીમાં તે વાંહાંણે પેહલાં લંગર કરયું હતું ત્યાં તે આવી પોહોંતું.

તે બુધો પોતાના ગોલામ સાથે તરત ઉતરી પડયો અને ઉમેદ ભરેલાં દીલે પેલાં ભોંયડાં આગલ સર્વ આવી લાગા; પણ જયારે તેઓએ જોયું કે મતોદી તરતની બનેલી હતી ત્યારે તેઓનાં ચેહરા ફીકા પડી ગયા; તેમાં મુખ્ય કરી પેલા બુધાનો ચેહરો ફીકરની વધારે ગોવાહી પુરતો હતો. તેઓએ પથર ઊંચકયો અને અંદર દાખલ થયા; તે જુવાંન સખસનું નામ લેઈ

તેઓ તેને બોલાવવા લાગા, અને તેના જવાબ ન દેવાથી તેમનો ઘભરાત વધી પડયો. તેઓ તેને સોધવા અંદર દાખલ થયા અને અંતે તેને બીછાનાં ઉપર તેના જીગરમાં પેસી ગયલી છરી સાથે દીઠો, કે જે છરી કાહાડી લેવાને મને અવસર મલ્યો ન હતો. એ જોઈ તેઓ



ગુલાંમો તેના બેતાની લાસ ઉપર લાયા (સફે ૧૫૭.)

પુશકલ જારી કરવા લાગા તથા તે બુઢો બેસુધ થઈ પડયો. ગોલાંમો તેને ખોલલા પવનને માટે પોતાના હાથમાં ઊંચકી ઉપર લાયા તથા જે ઝાહાડપર હું સંતાયલો હતો તેનાં થડ આગલ તેને મુકયો; પણ તેઓના ઘણાબી ઉપાયો લીધાં છતાં તેને સુધીમાં આવવાની કસી નીસાંની દેખાડી નહી, અને તેથી તેના ગોલાંમોએ ધાર્યું કે તે જીવવો મુસકેલ હતો; પણ અંતે તે હુસ્યાર થયો.

ગુલાંમો પછે તેના બેતાની લાસ સઉથી સરસ કપડાં પેહડાવી બાહેર લાયા, અને એક ઘોર ખની તેમાં તેને મુકયો, પછે બુઢાએ પોતાનાં બે ગોલાંમોના આધારથી રડતે ચેહરે પેહલી મતોદી તેનાપર નાંખી; જે પછે ગોલાંમોએ ઘોર પુરી નાખી.

પછે બધો સરસામન તથા ખોરાક બાહેર કારી વાંહાંણમાં ભરયો. પેલો બુઢો જે પોતાને પેડા થયલાં દુખથી ઉભો રહી ન શકતો

હતો તેને તેઓ એક પાલખીમાં નાખી વાંહાંણ ઉપર લેઈ ગયા, જે લંગર ઊચકી થોડાવારમાં નજરથી દુર થઈ ગયું.

સુલતાંનનાં ઓરડામાં ઉજરડું પડવાથી સેહરાઝાડી એટલુંજ બોલી ચુગી થઈ ગઈ. સેહરીયાર વખતસર ઉઠી ઉભો થયો અને આગલનાં જેવાજ કારણને લીધે સુલતાંનાંને દીનારઝાડીની નજદીક તેને જીવતી રેહવા દીધી.




બીજે દીવસે સહવાર પડવા આગમજ દીનારઝાડીએ સુલતાંનાંને અરજ કરી, "મારાં પીય બેહન, જો તમો હુંગથી ફારેગ થયાં હોવોતો તરીજા જોગીની વારતા આગલ ચાલુ કરો." સેહરાઝાડીએ ઉતર વાલ્યો, "ત્યારે સાંભલો બેહન, તે સાહાઝાડાએ પોતાની વાર્તા નીચે મુજબ કરી:—"

તે બુઘો સખસ તથા તેના ગોલાંઓ જવા પછે, હું તાપુ ઉપર એખલો રહી ગયો; તે દીવસે રાતના પેલાં ભોંયડામાંજ હું સુતો જે તેઓ પાછું બંધ કરી ગયા હતા; અને દીસનાં આખાં ટાપુમાં, જયાં ખુશનુંમાં લાગતું ત્યાં આસાયસ લેતો જઈ, ફરી વલયો.

આવી કંતાલા ભરી જીંદગી મેં એક આખો મહીનો કાહાડી; જે પછે મને જનાયું કે દરયામાંનું પાંણી બહું ઓસરી ગયું હતું અને તે ટાપુ વધારે મોહોતું થયું હતું. સાંમેનો મુલક પણ નજદીક આવેલો જનાયો. તુકમાં કહુંતો પાંણી એટલું સુકાઈ ગયું હતું કે મારા અને સામેનાં મુલક વચે એક નાંધલો ઝહેરો વેહતો જનાવા લાગો. હું તેમાંથી ચાલી ગયો અને પાણી માતર મારાં ગુથણવેરજ આયું. મને કીચલ અને રેતીમાં એટલો વખત ચાલવું પડયું કે હું તદન થાકી ગયો. એવી રીતે અંતે કથન જમીન ઉપર હું આયો તથા થોડેક દુર ચાલતાં મારેથી ઘણે અંતરે કાંઇકિ મોટાં બલતાં જેવું મને દીસવા લાગું, જેથી મને જરા ખુસી ઉપજી; કારણ મેં મનસે કહ્યું, "મને એ જગાપર કોઈ પણ આદમજાત મલ્યાં વના રેહસે નહી, સબબ પોતાને હાથે આવાં મોટાં બલતાં થાય એ મુસકેલછે." તોયપણ જયારે હું નજડીક ગયો ત્યારે મેં મારી ભુલ જોઈ; જેને હું આતસના સોલા સમજયો તે લાલ ત્રાંબાનો એક કીલ્લો હતો, જે સુરજનાં કીરન પરવાથી એ મીસાલ દેખાતો હતો.

હું એ કીલ્લા આગલ થોભ્યો, અને તેની ઉમદા બાંધની જોવાને તથા આસાયસ લેવાને બેઠો. એ ભપકાદાર મેહલને હજુ મેં બરોબર જોયો નહીં તેટલાં મને દશ ખુબસુરત જુવાંન સખસો જાને ફરીને આવતા હોય તેમ આવતા દેખાયા. મને તેમાં ઘણું અજાએબ એ લાગું કે તેઓ સઘલા જમની આંખે આંધલા હતા. તેઓ સાથે એક બુઘો હતો, જે ઘણો કદાવર અને દાહાપણવાલો દીસ્તો.

આવા અરધા આંધલાની એક મંડલી જોઈ હું બહુ આશ્ચરય થયો કારણ તેઓ સઘલાની જમની આંખજ ગયલી હતી. એ સઘલા કેવા બનાવથી સાથે મલ્યા હસે તેનો હું વીચાર કરતો

હતો તેટલાં તેઓ મારી પાસે આયા અને મને જોઈ બહુ ખુશી થતા જનાવા લાગા. સલાંમ કર્યા પછે તેઓએ મને પુછ્યું કે મારૂં ત્યાં જવું કેમ થયું હતું? મેં જવાબ દીધો કે મારી વાત જરા કંતાલા ભરેલીછે પણ તેઓ બેસવાની તસદી લે-એતો તેઓની હોંશ પુરી પાડવાને હું રાજી હતો. તેઓએ મારૂં કેહવું કબુલ રાખ્યું, અને મારાં રાજ છોડવા પછે જે સઘલું મજરાપર વીત્યું હતું તેથી મેં તેમને વાકેફ કરયા, જે સાંભરી તેઓ બહુ અજાએબ થવા લાગા.

મારી વાત પુરી થવા પછે તે જુવાંનોએ મને મેહલમાં જવા કહ્યું. મેં તેઓનું ઈ-જન કબુલ કર્યું અને અમો ઘણાક દીવાનખાંનાં અને ઓરડાઓ, જે સઘલા બહુ સરસ રીતે સીં-ગારેલા હતા, તેમાં થઈ છેલે એક ઘણા મોહોટાં દી-વાંનખાંનાંમાં દાખલ થયા, જ્યાં દશ બલુ નાં-ઘલા કોચો ગોથવેલા હતા, જે તેઓ દીસનાં બે-સવા તથા રાતના સુવા કાંમે લગાડતા હતા. એ-ઓની વચે એક અગ્યારમો કોચ હતો જે બી-જા જેટલો ઉનચો ન હતો પણ તેનો રંગ તેઓના જેવોજ હતો, જે ઉપર ઉપર જણાવેલો બુઘો આદમી બેઠો અને પેલા દશ જુવાંને બાકીના કોચ ગેરી લીધા. દરેક કો-ચ ઉપર માત્ર એકજ આદમીની જગા હોવાથી પેલા જુવાંનોમાંથી એકે મને કહ્યું, "ભાઈ, ઓ-રડાની વચે આવેલા પેલા ગલીચા ઉપર બેસો, હમારે માટે કસી પરપુછ કરતા ના, તથા અમે સઘલા જમની આંખે કાંએ આંધરા છઇએ તે જાનવા માગસો નહીં, અને જેબી તમો જો-ઓ તેટલાંમાંજ સંતોશ પાંમી વધારે જાનવાની ખાહેશ ના કરતા."

પેલો બુઘો થોડો વખત બેથા પછે ઉથી બાહેર ગયો; પણ એક બે મીનતમાં તે પાછો આયો, અને સાતે ખાંનું લેતો આયો, જે તેને દરેક જનને ફાલે પરતું જુદું જુદું વેહેંચી આપ્યું, જેઓ સાથે મને પણ આપ્યું, જે મેં બી-જાઓની માફક એખલાએ ખાધું; ખાનું ખાઈ રેહવાની જરા આગમજ તેને અમોને દરેક જ-નને સરાખનું એકકું પ્યાલું આપ્યું.

મારી વાત તેમને એટલી તો સરસ લાગી હતી કે તેઓએ મને તે ખાનાં પછે પાછી કરવાને કહ્યું, જે રાતના ઘણો વખત સુધી તાહેલું કરવાને એક કારન થઈ પડી. પેલા દશમાના એકને અવારૂ થયલું જનાવાથી બુધાને તેને કહ્યું, "તમુને ખબર છે કે રાત ઘણી વહી ગ-ઇછે તે છતાં રોજ હમુને જે જોઇએછે તે તેમો લાયા નથી." એ શબ્દો સાંભલી બુઘો ઉઠયો, એક ઓરડામાં જઈ પોતાના માથાં ઉપર એકેક પછે દશ બલુ કપડાંથી ધાંકેલાં વાસન લાયો, અને દરેક જુવાન પાસે એકક વાસન અ-ને બતી મુકી.

તેઓએ પોતપોતાના વાસન ઊંગાડયાં જે મધે રાખ, કોલસાની ભુકી અને મેસ હતી. એ તરણે તેઓએ સાથે મેલવ્યાં, અને પોતા-ના ચેહરા ઉપર સઘલુ લગાડયું જેથી તેઓ બહુ બીહામના દીસવા લાગા.

આવી રીતે મોહ કાલાં કરી તેઓ રડવા અને જારી કરવા લાગા, જે સાથે તેમના માંથા તથા છાતી કુતી તેઓ બોલતા, "આપની આ-લસાઈમાં નકામી જીંદગી કાહાડવાનુ આએ ફલ છે."

લગભગ આખી રાત સુધી તેઓએ એમ ક-રયા કીધું, અને તેઓના સુગા રેહવા પછે, બુ-ઘો પાણી લાયો જે વડે તેઓએ હાથ મો-હોડું ધોયું; તેઓના કપડાં જે ખરાબ થઈ ગયાં હતાં તે બદલી નાખ્યાં, જેથી જે તે-ઓએ રડન કરયું હતું તેની કાંઈ પણ નીસાની રહી નહી.

નેકબખત બાનુ, તમો વીચાર કરોકે સઘલો વખત મને કેવી બેચેની ઉપજી હશે. મને જે મુગું રેહેવા કહ્યું હતુ તે કબુલાત તોડવાને મને બહુ વીચાર થયો, તથા તેમને એમ કરવાનુ કારન પુછવાને મારો જીવ તલપી રહયો હતો, તે સાથે મને સઘલો વખત ઊંઘ આવે એ પણ નહી બને એવું હતું.

બીજે રોજે ઉઠતાં વાર અમો ફરવા નીકલ્યા, ત્યારે મેં તેમને જનાવ્યું, "સાહેબો, તમે જે ગઈ રાતના મારી સાથે બોલી કરી હતી તે હું પાલી સકતો નથી. તમો સઘલા અકલમંદ છો એમ મારી ખાતરી થઇછે, તોપણ મેં તમોને એવું કામ કરતાં જોયાછે કે જે ઘેલા આદમી સીવાએ બીજું કોઈ કરે નહીં. મારીપર ગમે એવી મુસીબત પડે તોયપણ તમે સા માટે તમારા ચેહેરા કાલા કરયા તે પુછવા વગર મારેથી થોભાતું નથી? વલી તે સાથે તમો સઘલા એક આંખે આંધલા છો તેનું શું કારન? એ સઘલાનું કારન કાંઈ મોતેબર હોવું જોઇએ, માટે હું તમારી પાસે માગી લેઊંછું કે તેથી મને વાકેફ કરો." એ મારા કાલાવાલાના જવાબમાં તેઓએ એટલુંજ કહયુંકે મને તે સાથે કસુ લાગતુ વલગતું ન હતું, અને મારાં ભલાંને માટે મુગું રેહવું એ બહુ બેહતર હતું.

દાહાડો તહેરેવાર વાત ચીત કરી કાહાડયો, અને રાતના ખાનુ ખાધા બાદ, તે બુધો પેલાં વાસન લાયો, અને તે જુવાનો પાછા પોતાના ચેહેરા કાલા કરી રડાપીત કરતા તથા કુતતા બોલવા લાગા. "આપણી આલસાઈમાં નકામી જીંદગી કાહાડવાનું આએ ફલ છે." અને એજ માફક વલી પછીની રાતે પણ તેઓએ કરયું. અંતે મારેથી થોભી ન શકાયું ત્યારે મેં તેમને મને તેનું કારન જનાવાને બહુ કાલાવાલા કરયા, અને જો તેમ ન કરે તો મારા રાજમાં પોહચવાનો રસ્તો દેખાડવા કહ્યું કારન તેઓ સાથે વધુ વાર રેહવું અને દર રાતરે આવો દુખદાયક બનાવ વગર કારણે જોવો એ મારેથી ન બની શકે એવું હતું.

સઘલા બાકીનાઓની વીતી એકે મને જવાબ દીધો, "અમો તમારી અરજ કબુલ નથી રાખતા તેને માટે તમો અજાએબ ના થસો; માતર તમોને અમારી હાલતે પોહોંચતા અતકાવાને અમો એમ કરયે છઇએ. અમારી ફીજે જો તમોને પોહોંચવાની હોંશ હોય તો માતર તમારા બોલવાનીજ ખોતી છે, અને અમો તે પુરી પાડશુ." મેં જવાબ દીધો કે ગમે તે થાઓ પણ એનો સબબ જાનવાનો મેં ઘેડાવજ કરયો હતો. તેજ જુવાને કહ્યું, "ફરી એક વાર અમો તમોને એથી હાથ ઉથાવાની સલાહ આપ્યે છઇએ. એ તમારી આરજુ પુરી પાડવાને તમોને તમારી જમની આંખ ખોવી પડશે." મેં કહ્યું, "કાંઈ ફીકર નહી, હું તમોને સાફ કહુંછું કે જો એમ બનસે તો તેમાં હું તમારો વાંક કાહાડનાર નથી પણ મારી બેવકુફી સમજીસ."

તેને વલી મને જનાવ્યું કે, મારી આંખ ખોવા પછે તેમની સાથે પાછા રેહેવાની મરજી હશે તોબી મારે તેવી આશા રાખવી નહી, કારન તેઓની સંખ્યા પુરી થઈ હતી, અને તેમાં ઉમેરો થઈ શકનાર નથી. મેં ઉતર વાલ્યો કે તેઓના જેવી સારી મંડળીમાંથી છુટો પડવાને હું રાજી હતો નહી; પણ જો તેમ કરવાની અગતજ હોશે તો તેને પણ આધીન થવાને હું ત્યાર હતો: ગમે તેબી થાઓ, પણ એ તેમને મારી આરજુ પુરી પાડવાના કાલાવાલા કીધા.

તે દશે જને મને આવો ઘેડાવ કરેલો જોઈ એક ઘેંટું લેઈ, તેને કાપી, તેની ચામડી કાહાડી નાખી, અને મને એક છરી આપી કહ્યું કે તે મારે કામની હતી, જે તેઓએ તરતજ

નીચે મુજબ મને જનાવ્યું. તેઓ બોલ્યા, "અમો તમુને આએ ચામડામાં સીવી લેઈ એ-ખલા મુકી જઈશું, જે પછે શાક* નામનું એક મોહટું પક્ષી હવામાંથી આવતું જનાસે અને તમોને એક મેઠું સમજી ઉચકી આસમાન તરફ ઉડી જસે. પણ તેથી તમો ઘભરાસો ન-હી; તે પાછુ ઉતરસે અને તમુને એક પાહાડ-ના સીખર ઉપર મુકસે. જેવી તમોને જમીન લાગે કે છરી વટે ચામડું કાપી ફેંકી દેજો. જે-વું શાક પક્ષી જોસે કે તમો આદમ જાત છો, તેવું તે બીહીકથી ઉડી જસે અને તમો એ-ખલા રહી જસો. વગર વખત ખોવે તમો સુનાના પતરાં, હીરા અને ઝવેરાત જડેલો એક મોહોટો કીલ્લો જોવો ત્યાં સુધી ચાલ્યા કરજો; કી-લાનો દરવાજો જે હમેસ ઊંગાડો હોયછે તેમાં બેધડક તમો ચાલી જજો. અમો સંધા એ કીલ્લામાં જઈ આવ્યા છઇએ, પણ અમોએ ત્યાં શું શુ જોયું અથવા ત્યાં અમારી કેવી હાલત હતી તે તમને કેહેતા નથી કારણ તે તમને પોતાની મેલે ત્યાં જનાસે. જે અમુને તમુને કેહેવુ છે તે એછેકે ત્યાં જ-વાથી અમો દરેકને જમની આંખે અપંગ થવું પડયું છે. તમારી માફક અમો અમારી હોંશ દાબી શકયા નહી, અને તે માટે અમો દરેકને બહુ મોહોટું દામ આપવું પડયુંછે. ખોદાકરેને અમારા કરતાં તમારાં ભાયગ વધારે જોરાવર થડે, પણ તેની અમને આશા નથી, કારણ જેમ માણસ-ના જાતી ગુણ મલતા હોયછે તેવુંજ તેમનુ કીસમત પણ હોયછે. જે કીલ્લામાં તમે જવાના છો તે અમુને બીજાં એક કારણ સારૂ પણ દુખ ઉપજાવે-છે; જે દર રાત્રે અમોને પસ્તાવો કરતાં તમોએ વળી જોયા છે તે અમારા ત્યાં જવાનુ ફલ છે. અમો દરેકની તવારીખ એટલી તો અજાએબ કાહાંનીઓથી ભરપુર છે કે તેમનું એક મોહટુ પુસ્તક ભરાએ. પણ એથી વધારે ખોલાસો અ-મારેથી થઈ શકતો નથી."

* આ એક અજાએબ તરાહનુ પક્ષી હતું જે ઘણું કરી પુર્વ તરફના લખનારાઓની કલપના સી-વાએ પૃથ્વી ઉપર કદી પણ જનમેલું જનાતુ નથી, એઓના લખાન પરમાંણે તે એક ગરૂડ પક્ષીના આ-કારનુ હતું અને એક રીનોસરસને ઉઠાવી જાએ એટલુ મોહોટું તથા જોરમંદ ગનાવુ. એ વીશે ફરી સીનબાદ ખલાસીની વાર્તામાં આપણે વાંચીસું.

શેહેરાઝાડીએ વાત અતકાવી હીંદના સુલતાન-ને કહ્યું, "શાહેબ, મારી બેહને આજ રોજે હમેસ કરતાં મને વેહેલી ઉઠાડી જેથી તમો નામદારને કંતાલો ઉપજયો હશે. પણ સારા ભાયગે સુંર્ય નીકલ્યો છે અને હું મુગી રહુંછું." સેહેરીઆરની અજાએબીએ તેના ઘાટકી કસ-મ અમલમાં લાવતાં હજી અતકાવ્યા.




દીનારઝાડી આગલા દીવસ માફક વેહેલી ઉઠી શકી નહી, તોપણ સહવાર પડવા આગમ-જ તેની સુલતાનાને ઉઠાડી બોલી, "જો તમો જાગતાં હોવો તો મેહરબાની કરી બેહેન, ત્રીજા જોગીની વારતા આગલ ચલાવો." શેહેરાઝાડી, ઝોબીડી આગલ પોતે જોગી થઈ વાત કરતી

હોય તેમ નીચે પરમાંણે બોલવા લાગી :—

બાનુ, પેલા જુવાને પોતાની હકીકત પુરી ક-

ચામડાં સીવીઆ પછે તેઓ મને એખલો મુકી મેહેલમાં જતા રહયા.



રાક પક્ષી. (સફે ૧૬૧)

રવા પછે, હું મેંઢાના ચામડામાં વીતલાયો, અ-ને મને આપેલી છરી મજબુત ધરી રાખી.

**રાક** પક્ષી કે જે વીશે મને જનાવામાં આગ્યું હતું તે તરતજ આવી પોહોંતું; તેને મને એક

બેઠાં માફક પોતાના પંજામાં પકડી લીધો અને પાહાડની ટોચ ઉપર જઈ મુકયો.

મને જમીન લાગતાંજ મેં છરી વતે ચાંમડું કાપી નાખી ફેંકી દીધું જેથી રૂક મને જોઈ ઉડી ગયું. એ રૂક એક મોહટાં કદનુ સફેદ પક્ષી છે. તેનુ જોર એટલું તો હોય છે કે જંગલમાંથી તે હાથી વતીક ઉઠાવી જાયછે, જેને પાહાડોના શીખર ઉપર લઈ જઈ પોતાનો ખોરાક કરેછે.

કીલ્લામાં પોહોચવાને હું તદન અધીરો બની રહયો હતો તેથી વગર વખત ખોવે ચાલવા લાગો; હું એટલી તો જલ્દીથી ચાલ્યો કે અરધા દાહાડાંમાં ત્યાં જઈ પોહોંતો; અને મને જનાવવું જોઇએછે કે એ કીલ્લા માટે જે મારી આગલ બ્યાંન કરવામાં આવ્યું હતું તે કરતા પણ બહુ સરસ હતો. દરવાજો ઊઘાડો હોવાથી હું એક ચોરસ ચોકમાં દાખલ થયો, જે એટલો તો મોહોટો હતો કે તેની આસપાસ અગર તથા સુખડના નવાનુ અને એક સોનાનો કરી સો દરવાજા હતા; વળી બીજા દાદરપર ચહડવાનાં દરવાજા હતા જેમાંથી ઉપરના ઓરડામાં જવાનું હતું; એ ઉપરાંત બીજા ઘણા એકતો મારા દીઠાંમાં પણ આવ્યા નહી. એ દરવાજાઓ બાગમાં જર ઝહવેરાત ભરવાના ઓરડાઓમાં અથવા તો ઘણીક દીલખુશ નવાઈની ચીજો ભરેલાં દીવાંનખાંનાંમાં જવાના હતા. મને મારી બરોબર સામને એક દરવાજો ઉગાડો જનાયો જેમાંથી એક મોટાં દીવાંનખાંનાંમાં હું દાખલ થયો. મને હયાં માણસના વીચારમાં ન આવી શકે એવી ઉતમ ખુબસુરતીની ચાલીસ ઓરતો મલી, જે સઘલીઓએ ઘણોજ કીમતી પોશાક પેહડેલો હતો. મને જોતાંને વાર હું સલાંમ કરૂં તે આગમજ ખુશીના પોકાર સાથે તેઓ ઉઠી બોલી, "નામવર સાહેબ, તમોને આએ જગા મોબારક હોજો." અને બધીની વતી એક મને નીચે પરમાણે જનાવ્યું:—"તમારા જેવા ગ્રહસ્થની અમો ઘણો વખત થયો રાહ જોતાં હતાં. તમારા દેખાવપરથી અમોને માલમ પડેછે કે જે સારા ગુણોની અમો તમારાથી આસા રાખ્યે છઈએ તેથી તમો ભરપુર હસો; અને અમોને આશાછેકે અમારી સંગત તમોને લાયકની થઈ પડશે."

મારા ઘણાએ ના પાડવા છતાં તેઓએ તેમનાં કર્તા ઊંનચી બેઠક ઉપર બેસવાની મને ફરજ પાડી; અને જયારે મેં તે વીશે દલગીરી જનાવી ત્યારે તેઓએ કહ્યું, "એ તમારી જગ્યાછે, તમો હવે અમારા મુરબી, સેઠ, અને ધનીછો, અને અમો તમારી ગોલાંમડીઓ તમારા હોકમ બજાવાને તૈઆર છઇએ."

બાંનું, એ ઓરતોની મારી કરેલી આગતા-સ્વાગતાથી હું ઘણોજ અજાએબ થવા લાગો. એક જની મારા પગ સાફ કરવાને ગરમ પાંણી લાવી, બીજીએ મારા હાથ ઉપર ખુશબોદાર આબ રેડયું, થોડીકોએ બીજી અગતની જીનસો તથા નવો પોશાક હાજર કીધો; કેલીકોએ મારે માટે ઉમદાખાનું બીછાવ્યું; અને બાકીની મને ઉનચો શરાબ આપવાને ગલાસો ધરી ઉભી. એ સાથે દરેકજની ઘણીજ અદબથી તથા નાંચ નખરાથી પોત પોતાનું કાંમ બજાવતી. મારાં ખાઈ પી રેહવા પછે તેઓ મારી આસપાસ બેઠી અને મારી મુસાફરીનો હેવાલ પુછયો. મેં તેમને મારા પર વીતેલી સઘલી હકીકતથી વાકેફ કર્યા, જેમ કરતાં રાત પડી.

સેહરાઝાડીનાં મુગાં રેહી જવાથી તેની બેહને કારણ પુછ્યું. તેણીએ જવાબ દીધો, "તમુને જનાતું નથી કે વખત થઈ ગયોછે? મને તમે જલદી શું કાંમ નહી ઉઠાડી?"

ચાલીસ ખુબસુરત અબલાના મેહલમાં તરીજા

જોગીના જવા પછે કાંઈ અચંબો ઉપજાવનારા બનાવો બનસે એવું ધારી સુલતાંનને તે જાનવાની ઉમેદ પેડા થઈ; અને તેથી તેને સુલતાનાંને જલાડને સ્વાધીન કરવાનું મુલતવી રાખ્યું.




દીનારઝાડી આગલા રોજની માફક બહુ અસુરી ઉઠી, અને નજદીક સહવારૂં થવા આવતાં તેનીએ સુલતાંનાંને બોલાવી કે, "પ્યારાં બેહેન, જો તમો નીંદથી ફારેગ થયાં હોવો તો અમોને જનાવો કે આપને કાલે વાત અધુરી મુકવા પછે તે મેહલમાં શું બનાવો બનયા." સેહરાઝાડી—"સાંભલો ત્યારે," કરી સુલતાંન, તરફ ફરી તેનીએ બોલવા માંડ્યું, "સાહેબ જોગીએ પોતાની વાત આએ પરમાંણે આગલ જાહેર કીધી :—"

તે ચાલીસ ઓરત પાસે મેં મારી વાત સઘલી કીધાં પછે, થોડીઓ મારી નજદીક બેથેલી હતી તેઓ મારી સંગત રાખવા ત્યાંજ રહી અને બાકીની અંધારૂં થવાથી, બતી લેવાને ગઈ. તેઓએ એટલી બધી રોશની કરી કે દીવસનાં જેટલું તેથી ઉજરડું પડવા લાગું, અને તે સઘલી એવી રીતે ગોથવી હતી કે તેની રચનાનું બ્યાંન કરવું માહાલછે.

બીજીઓએ મેજ ઉપર સુકો મેવો અને મીઠાઈ લાવી મુકી તે સાથે બાજુની એક તેબલ ઉપર તરેહવાર જાતનો સરાબ ગોથવ્યો, થોડીકો ગાયણ માટે વજંત્ર લાવી અને સઘલું તૈઆર થવા પછે તેઓએ મને સુફરા ઉપર બીરાજવા કહ્યું, સાથે તેઓપણ બેથી અને અમોએ ખાંનાં ઉપર લાંબો વખત કાહાડયો. પછે જેઓ ગાવા તથા વજાડવાના હતાં તે ઉઠયાં અને એક બહુજ સરસ નાચ કીધો. કેતલીકો ઘણાજ નખરાં સાથે એકેક છુતી તથા બેબે સાથે નાચવા લાગી. મધરાત થઈ જવા પછે સઘલી રમુજ પુરી થઈ. છેલે એક ઓરતે મને કહ્યું, "તમો ખચીત મુસાફરી કરવાને લીધે થાકી ગયા હસો; તમારો ઓરડો તૈઆરછે માટે આસાએસ લેવાને ચાલો." તેઓ પછે મને સુવાના ઓરડામાં લેઈ ગયાં અને મને મેલી દરેક જને પોત પોતાને થેકાંને જઈ બોવાબ કીધો—

"પણ સાહેબ, દીવસ રોસન થયોછે" સેહરાઝાડીએ સુલતાંનને કહ્યું, "અને હું ધારૂંચ તમો નામવર મને તે જોગી સાહાજાડાને પોતાનાં ઓરડામાં સુતેલો રાખી વાત અધુરી મુકવા દેસો." સેહેરીઆરે કાંઈ જવાબ આપ્યો નહી પણ ઉઠતાંજ મનસે વીચારયું કે, "મારે કબુલ કરવું જોઇએછે કે આએ વાત બહુ અજાએબી ભરેલી છે, અને જો તે પુરી નહી સાંભરસતો તેમાં મારોજ વાંક થડસે."






રાત પુરી થવા આગમજ દીનારઝાડી સુલતાનાને ઉઠાડી કેહવા ભુલી નહીં કે "બેહન, જો તમો ઉંઘેલાં હોવો તો મેહેરબાની કરી ત્રીજા જોગીની વાર્તા પુરી કરો." શેહરાઝાડી બોલી "બહુ ખુશી સાથે હું તે કહુંછું;—તે સાહાઝાદો નીચે પરમાણે આગલ બોલ્યો:—"

"તઓ ઘણુંજ નખરાં સાથે નાચવા લાગી" (પ્રૃષ્ઠ ૧૬૪.)

બીજે દીવસે માહારાં કપડાં પેહડી તૈયાર થતાંજ તે ચારતો મારા ઓરડામાં આવી, તથા

દરેકે જે આગલે રોજે પોશાક પેહડીઓ હતો તેનાથી જુદાજ કપડાં હમના પેહડયાં હતાં. તેઓએ મને સલામ કરી મારી ખેરઆફીયત પુછી; જે પછે તેઓ મને હમામખાનામા લેઈ ગઇ ને ત્યાથી મારાં પાછા ફરવા બાદ નવો પોશાક માહરે માટે હાજર કર્યો, જે આગલા કરતાં વધારે કીમતી હતો.

આખો દાહાડો ઘણું કરીને ખાનાની તેબલ ઉપરજ કાહાડીઓ, તથા અમારી મોજ વીચાર ન થઈ શકે તેટલી હતી. તુકમાં, બાનું, એકનું એક ફરી ફરી તમોને કહી કંતાલો આપવા કરતાં મારે જનાવવું જોઇએ કે એ ચાલીસ ઓરતો વચે મે એક આખું વરશ કાહાડયું, જે અરસામાં અમોને કસી પણ તહરેની અડચન નડી હતી નહી. વરશ પુરૂં થયું તે દીવસે મારી ઘણીજ અજાએબી વચે તે ચાલીસ ઓરતોને તેમની હમેસની ખુસાલી સાથે મારી તંદરોસ્તી પુછવા આવવાને બદલે મારા ઓરડામાં તેઓને રડતી આવતી જોઈ. તેઓએ મને ઘણી માયા સાથે કોતી કરી અને દરેક આંસું આંખમાં લાવી બોલતી, "પ્યારા સાહાઝાદા, છેલી સલાંમ! છેલી સલાંમ! કારણ અમુને તને છોડી જવું પડેછે." તેઓને રડતાં જોઈ મારૂ હઇડીં ભરાઈ આયું, મેં તેમની દલગીરીનું કાલાવાલા કરી કારણ પુછયું અને જાણવા માંગ્યું કે શા સબબથી તેઓ મને છોડી જવા કેહતી હતી. મેં પુછયું, "ખુબસુરત નાજનીનો, મને જનાવો કે મારેથી તમારાં દુખનો છુતકો કરવાને ભાગ લેઇ શકાશે, અથવા હું તમને કોઈપણ રીતે મદદ કરવાને કામનો થઈ પડશ કે નહીં." મારા પુછવાનો સીધો જવાબ આપવાને બદલે તેઓ બોલી "તમોને અમોએ જોયા અથવા ઓલખ્યા ન હતે તો વધારે સારૂં થતે! ઘણા ગ્રહસ્થોએ આવી અમોને આગલ એવીજ રીતનું માન આપ્યું હતું, પણ તે સઘલાઓમાથી એક પણ તમારા જેવો ખુબસુરત, લાયકી ભરેલો, મીથાસવાલો તથા હુસ્યાર હતો નહી; અમુને ખબર નથી પડતી કે તમારા વગર અમારા દીવસ કેવા જસે." આએ બોલો બોલી રેહવા પછે તેઓ બહુ દુ:ખ સાથ રડવા લાગી. મેં કહ્યું, "પ્યારી બાનુંઓ, મને શકમાંથી મેહરબાંની કરી મોકલો કરો; મને તમારી દલગીરીનું કારણ જનાવો." તેઓ બોલી, "અફસોસ! તમારેથી છુતાં પડવા સીવાએ અમોને બીજું મોટું દુખ કયુંછે? કદાચ આપણ પાછાં કદી સાથે મલસું નહી. પણ જો તમારી મરજી અમોને પાછા મલવાની હશે, અને અજાએબીથી દુર રેહવાનું પુરતું કવત તમો ધરાવતા હશો, તો તમારી મંડલીમાં અમને એકવાર ફરી જોવાને તથા તમારી સાથે મોજ મેલવવાને બની શકશે." મે કહ્યું, "બાનુંઓ, તમો બોલોછો તેની મને સમજ પડતી નથી; ખુદાને ખાતર જરા વધારે ખોલાસો કરો."

તેઓમાંથી એક બોલી, "વારૂ ત્યારે અમુને તમોને જનાવવું જોઇએછેકે અમો સઘલી સાહાઝાડીઓ છઇએ, અને રાજાઓથી અમારી ઓલાદ ધરાવીએ છઇએ; તમોએ અમને જોઇછે તે પરમાને અતરે હમો રહીએ છઇએ, પણ દર વરશને છેડે અમુને ચાલીસ દાહાડા નહી ભુલી સકાએ એવાં કામસર જવું પડેછે, જે જાહેર કરવાને અમને મનાછે; એ મુદત પછે અમો પાછાં અતરે આવ્યે છઇએ. ગઇ કાલે વરશ પુરૂ થયુંછે તેથી આજે અમુને તમુને છોડી જવું જોઇએ, જે બનાવ અમારી દલગીરીનું કારણછે. અમારા જવા આગમજ દરેક ચીજની કુંચીઓ અમો તમારે સ્વાધીન કરીશું, તેમો મુખ્ય કરીને પેલા સો દરવાજાની, કે જ્યાં અમારી ઘેર હાજરીમા તમોને મોજ તથા ગ-

મત આપવાને પુરતા ઇલાજો મલી આવસે. પણ તમારા પોતાના ફાયદાને કારણ તથા અમારાં સુખને માટે અમો તમુને પેલો સુનાનો દરવાજો ખોલવાની મનાઇ કર્યે છઇએ; કારણ જો તે તમો ઉગાડસોતો આપણ કધી ફરી મલીશું નહી. અમુને પુરતી આશા છે કે તમો અમારી સલાહ સાંભલસો; તમારૂં પોતાનું શુખ તથા તમારી જીંદગીની મોજ અમારૂં કહ્યું માનવામાંછે; તેટલા માટે તપાસ રાખજો. અમો તમને એટલી અજાએબીથી દુર રેહવાને કાલાવાલા કર્યે છઇએ કે ચાલીસ દીવસ પછે તમો અમોને પાછા મલવાને શકતીવાન થાવો. સુનાના દરવાજાની કુંચી અમો ઘણી ખુશી સાથે અમારી પાસે રાખતે, પણ એમ કીધાંથી તમારા જેવા સાહાઝાદાની લાયકાતપર સખુન લઈ જવા સરીખુછે અને તમોને અપમાન થાયછે."

સેહરાઝાદીની ખુશી આગલ વાત ચલાવાની હતી પણ તેનીએ જોયું કે વખત થઈ ગયો હતો. સુલતાંનની મરજી ચાલીસ ઓરતોના જવા પછે જોગી શું કરેછે તે જાનવાની હોવાથી બીજે દીવશે તે સાંભલવાનો વીચાર રાખ્યો.




દીનારઝાદીને માથું મારયા વગર ચાલતું ન હતું તેથી ઘણી સકારે ઉઠી, સુલતાનાને હાંક મારી બોલી, "બેહન, હુંગથી ફારેગ થયાં હોવોતો હું તમને યાદ આપુંછું કે આપના નામવર સુલતાંનને વાર્તા આગલ કરી સંભલાવાનો વખત થયોછે." સેહરાઝાદી, સુલતાં તરફ ફરી બોલી, "સાહેબ, તમો નામવરને મને જનાવા દો કે, ત્રીજા જોગીએ પોતાની વાર્તા આએ પ્રમાણે આગલ લંબાવી:—"

બાંનું, તે બોલ્યો, એ ખુબસુરત સાહાઝાદીઓની વાત સાંભરી હું અતીઅંત દલગીર થયો. મેં તેણીને તથા તેણીની સાથ વાલીઓને જજનાવાને ભુલ કરી નહી કે તેઓથી જુદા પડતાં તેઓની ઘેર હાજરીમાં મને કેટલું દુઃખ સોસવું પડશે. મેં તેમની સારી સલાહ માટે તેઓનો ઉપકાર માનયો, તે પરમાણે ચાલવાની મેં તેમની પુર ખાતરી કરી, અને તેઓની મંડલીમાં રહી હમેસ સુધી સુખ ભોગવવાને એ કરતાં પણ વધારે કથન કાંમ બજાવવાની મેં મારી મરજી જનાવી. અમો ઘણી માયા સાથે છુતાં પડયાં. મેં તેઓને સંધીઓને કોટી કરી જે પછે તેઓ સઘલી ગઈ, અને મેહલમાં હું એખલો રહી ગયો.

તેઓની સંગતથી ઉપજતી મોજ, તેઓની આગતા સ્વાગતા, તેમના ગાયણના જલસા, તથા બીજી ગમતોથી આખા વરશમાં માંરૂં ધ્યાન એટલુંતો રોકાયલું રહ્યું હતું કે આએજાડુઈ મેહલમાની બીજી અજાએબીઓ જોવા તથા તપાસવાને મને જરાએ અવકાસ મલ્યો હતો નહી. હવે દરરોજ જે હજારો અજાએબ ચીજો મારી નજરે પડવા લાગી તે ઉપર મે અછરતી નજર ફેંકેલી પણ મને યાદ આવતી ન હતી. એ ઓરતોની ખુબસુરતીથી હું એટલોનો ઘેલો બની ગયો હતો, અને તેઓ જે મને મોજ આપતી

હતી તે ભોગવવાને હું એટલો તો આંધલો હતો કે એ સઘલું મારા મનસે હસ્તીમાં હતુંજ નહી. તેઓના જવાથી મને બહુ બેચેની ઉતપન થાઈ, અને જોકે માતર ચાલીસ દીવસજ તેઓથી હું જુદો પડનાર હતો તોપણ મારા મનથી તે હજારો વરશ બરોબર જનાતા હતા.

તેઓની સુનાનો દરવાજો નહી ઉગાડવાની સલાહ પરમાણે ચાલવાનો મેં પકો થેડાવ કર્યો. પણ મારી ખુશીમાં આવે તે સઘલું જોવાની મને રજા હોવાથી બાકીના દરવાજાઓ માના પેહલાની કુંચી લીધી કે જે સઘલી બરોબર એક એકથી ચહડતી ગોઠવેલી હતી.

મેં પેહલો દરવાજો ઉગાડયો, અને એક બાગમાં દાખલ થયો કે જે બરોબરનો સારી દુનયાંમાં એકે બીજો હશે નહી. એ કરતાં કોઇ બીજો સરસ થઈ શકે એવું મારા મનથી હું વીચારી શકયો નહી તથા આપના ધરમમા જનાવેલા બેહસ્તના બાગથી તેને મેં બીજોજ ધારયો. તેની ગોઠવણ, તેની રચના, જાહાડોની બરોબર રીતે કરેલી વેંહચની; હજારો જાતના ન જનાએલા મેવાઓ અને તેમનો જથો અને તે સાથે તેઓની ખુબસુરતી તથા સ્વાદથી મારો જીવ બાગબાગ થવા લાગો.

વલી મને તમોને જનવવાને ભુલવું નહી જોઇએ કે એ બાગમાં પાણી પોહોંચતું કરવાની કાંઈ ઓરજ ચુકતી કરી હતી. ઓટા ઝાહાડોને પુરતું પાણી મલે એવી રીતે નેહેરો બનેલી હતી. જે ઝાહાડો ઉપર ફલ આવ્યાં હતાં તેમા બીજી નેહેરો આગલી કરતાં કમ પાણી પુરૂં પાડતી; જેના ફલો પાકપર આવેલાં તેહમાં તેથી પણ થોડું પાણી લેઈ જવાની ચુકતી કરી હતી; કેટલીક, તૈઆર થયલાં ફલ પાકપર ચહડવાને માટર જમીન ભીજાએ એતલોજ ભીનાસ પેદા કરતી. બાકીની નેહેરો પાકેલાં ફલ સુકાઈ નહી જાય તે માટે જેતલી મહવાહીની ગરજ હોય તે પુરી પાડતી અને એ બાગમાના ફલો બીજા સાધારન બાગોમાં થતાં ફલો કરતાં બહું મોહતાં થતાં.

એવી ખુશનુંમા જગા જોવાને તથા તેથી મલતી મોજ ભોગવવાને મને કધી પણ કંતાલો ઉપજતે નહી; અને જો મને મારાં જોવામાં ન આવેલી બાકીના ચીજો એ કરતાં પણ વધારે સુંદર હશે એવી આશા ન હતે તો એ જગા કધી પણ મે છોડી ન હતે. જે અજાએબીઓ મારી નજરે પડી હતી તેથી બે ભાન થયલો હું બાહેર નીકલ્યો. મે બાગનું બારનું બંધ કર્યું. અને બીજું ઉગાડયું.

આએ જગ્યાપર મેવાના ઝાહાડોને બદલે સઘલી જાતના ફુલોના રોપાની વારી હતી. જે વળી આગલી કર્તા કાંઈપણ રીતે ઓછી અજાએબીથી સીંગારેલી હતી નહીં. એ વારી બહુ મોટી હતી અને જોકે તેમા પાણી આગલીની બરોબર ઘણું સીપવામા નહી આવતું હતું તોપણ તે સઘલું નીયમસર હતું અને દરેક ફુલને જેતલું જોઇએ તેતલું મલતું હતું. ગોલાબ, ચંપેલી, સુંબલ, કમળફુલ વગરે જાત જાતના સુગંધી તથા સોભાયમાન ફુલો જે બીજી જગોપર પોતાની રૂતસરજ થાયછે તે અતરે સઘલા એકજ વખતે ખીલી નીકલેલા હતા, અને તેઓમાંથી નીકલતી ખુશબઈ જે ચોમેર પંઠરાઈ ગઈ હતી તેથી ઉપજતી મોજની બરોબરી કધી થઇ શકેજ નહી.

મે ત્રીજો દરવાજો ઉગાડયો અને ત્યા જોયું તો તે એક સંગેમરમરના તહરેવાર રંગીન પથરોથી ચની લીધેલી જાત જાતના પક્ષીઓ રાખવાની જગ્યા હતી. તેઓને માટે બનાવેલાં પીંજરાં સુખડ અને અગરના લાકડાંના હતાં. તે મધે બુલબુલ, ચંડોલ, મેણા, અને ઘણાક બીજાં ક-



એ ખુશનુમાં જગા જોવાથી મને કશી પણ કંતાલો ઉપજતે નહી. (સફે ૧૬૮.)

ધી મારાં સાંભલવામાંબી ન આવેલાં એવાં ગાયણ કરનારાં પક્ષીઓનો સંગ્રહ કરેલો હતો; અને જે વાસણોમા તેમને માટે ડાણા મુકેલા હતા તે કીમતી પથરા તથા અકીકનાં કરેલાં હતાં. એ સાથે વળી એ માળા બહુ સાફ રાખેલા હતા. એ જગ્યા એટલી બોહલી હતી કે તેને એટલી બધી સાફ રાખવાને કમતીમાંકમતી એકસો નોકરો હોવા જોઈએ; પણ આગલ જે બાગોમાં હું જઈ આવ્યો હતો ત્યાં તથા એ જગ્યાપર મને એક પણ સખ્સ નજર પડયો નહીં હતો, અને એટલું છતાં મને એક ગાસનું તનખું યા કાંઈ પણ બીજો નકામો કચરો એ સઘલી જગાઓપર દીસ્યો હતો નહી. સુર્ય ગુરબ થવાનો વખત થવાથી દરેક પક્ષીઓ પોતાનો રાતનો વાસો સોધવાને સુંદર ગાનું ગાતાં પોત પોતાની જગ્યાએ જતાં હતાં તે દીલખુસ કરતાં ગાયણનો સરોદ સાંભલતો હું બાહેર નીકલ્યો. હું મારા ઓરડામાં બીજે દીવસે સુનાના સીવાયે બીજા સઘલા દરવાજા ખોલી મોજ ભોગવવાની ઉમેદથી ગયો.

બીજે રોજે મે ચોઠો દરવાજો ખોલ્યો. જો કે આગલ જે મે જોયું હતું તેથી મને બહુ અજાએબી પેડા થઈ હતી તોપણ આએ વેળાએ જે મારી નજરે પડયું તેથી મારી ખુશાલીનો કાંઈ પાર રહ્યોજ નહી. હું એક મોટા ચોકમાં દાખલ થયો જેની આસપાસ તાજુબી ઉપજાવે એવી ઈમારતો બાંધેલી હતી, જેઓનુ વૃતાંત કરવાથી તમોને કંતાલો ઉપજે માટે તે હું છોડી દઊંછું. આએ ઈમારતને ચાલીશ દરવાજા હતા, જે સઘલા ખોલા હતા, અને જે દરેકમાંથી મોટા દોલતનાં ભંદારોમાં જવાનો રસ્તો હતો. એઓમાંના કેટલાકમાં તો એટલી દોલત જમાવ થયલી હતી કે તે દરેક એકકું મોટું રાજ ખરીદ કરવાને પુરતી હતી. પેહલામાં મોટીના ધગ હતા; અને તેમાં આપણી નજર નહી કબુલ કરી શકે એવું એ હતું કે સઉથી મોટી સંખ્યા ઘણા મોટા ખબુતરના ઇડાં જેવડાં તથા ચોખાં મોટીની હતી અને હમેસના સાધારણ કદના તેથી થોડાં હતાં. બીજામાં હીરા, માણક, અને લાલ હતાં; ત્રીજામા પાનાં હતાં; ચોઠામાં સુનાના લાથા હતા; પાંચમામાં સીકા હતા; છઠામાં રૂપાંના લાથા હતા; તે પછેના બેમા વળી પૈસા હતા. બાકીનામા યાકુત, પોખરાજ, વીગેરે બધા બીજા કીમતી પથરા જે માણસોને જનાયલાછે તે સઘલા ઉપરાંત અકીક, અને પરવાલાં હતાં, જેમાના છેલાથીતો વખારોની વખારો તેના જુમખા સાથની દાલીઓથીજ નહી પણ આખાંને આખાં ઝાડોથી ભરેલી હતી.

અજાએબીમાં ગરકાવ થયલો હું મારાં મનસેજ બોલી ઉઠયો, "જો પૃથ્વીપરની સઘલી દોલત અને ખજાનો એકઠો કીધો હોયતો તે સઘલો અતરે જે પડેલોછે તેની બરોબર કધી થઈ શકે નહી. હું કેવો ભાગ્યસાલી છું કે એ સઘલો મારે સ્વાધીન આવી ચાલીસ ખુબસુરત નાજનીનો સાથે થયોછે!"

દીન ઉપર દીન જે મારી નજરે જુદી જુદી અજાએબીઓ પડતી ગઈ તેનું બ્યાન કરી, બાનુંઓ, તમોને હું કંતાલો ઉપજાવા માગતો નથી. મારે માત્ર તમોને એટલુંજ જનાવવું છે કે નવાનું દરવાજા ખોલી તેઓની સઘલી અજાએબીઓ તપાસવાને ઓગનચાલીસ દીવસ મને થયા; તેથી માત્ર સોમો દરવાજોજ બાકી રહ્યો કે જે ઉગાડવાની મને મનાઈ કરી હતી.

હીંદના સાહાના મેહલમાં દીવસે પોતાની રોશની પાથરવાથી સેહરાઝાડીને બોલતું અતકવું પડયું. પણ સેહરીઆર આએ વાત સાંભરવામાં એટલીતો મોજ લેતો હતો કે તે પુરી કરાવાની ઉમેદમાં ઉઠી ચાલતો થયો.




સુનાંના દરવાજામાં શું અજાએબીઓ ભરેલી હતી તે જાનવાની સુલતાંન કરતાં દીનારઝાડીની ઓછી ખાહેશ ન હોવાથી સુલતાનાંને તેનીએ બહુ વેહલી ઉઠાડી. "બેહન, તમને ઊંઘ ન આવતી હોયતો કૃપા કરી ત્રીજા જોગીની વાર્તા આગલ લંબાવો." સેહરાઝાડી બોલી, "તે આગલ નીચે પ્રમાણે બોલ્યો :—"

પેલી ચાલીસ ખુબસુરત ઓરતોને ગયા પછીનો ચાલીસમો દીવસ થયો, અને જો મને જેટલી ધીરજ રાખવી ઘટારત હતી તેતલી રાખવાને હું શકતીવાન થાત તો આએ વખતે મારા જેવો ભાયગ્સાલી કોઈ બીજો ગનાતે નહી. એ મારા ગુનાહને માટે હું મને બહુ કમબખત સમજુછું. બીજે દીવશે તે ઓરતો પાછી ફરનાર હતી અને તેમને મલવાની ખુશાલીનાજ વીચારમાં રહી મારે વધારે તાજુબીથી દુર રેહવું જોઈતું હતું ; પણ મારી નબલઇથી, કે જેને માટે મારે જનમ સુધી પસ્તાવો કરવો પડશે, હું સૈતાનની બતાવેલી લાલચને આધીન થયો, કે જે નાપેકારે જ્યાંસુધી મારા ઉપર જે આફ્ત એ લાવી મુકયું તેને હું શરણ ન થયો ત્યાં લગન મને ચેન પડવા દીધું નહીં.

જે દરવાજાને હાથ પણ નહી લગાડવાની મે કબુલાત આપી હતી, તે મારાં નસીબનો ચુકાડો કરનારૂં બારણું મેં ઊઘાડયું. હજુતો પગ અંદર મુકું તે આગમજ ખુશબોઇથી મારૂં મગજ તર થઈ ગયું અને હું બેફામ બની ગયો. પણ થોડાવારમાં હું પાછો બીદાર થયો; અને આએ બનાવપરથી દરવાજો પાછો બંધ કરવાની ચેતવણી મલવા છતાં તથા મારી અજાએબીથી દુર રેહવાની બીસારત ઉપરાંત હું અંદર દાખલ થયો. હું મને એક મોટા ગુંબજવાલા ઓરડામાં જોવા લાગો કે જેની ફરસબંદી ઉપર કેસર પાઠરેલી હતી. એ જગ્યામાં સંગીન સુનાની ઘણીક સમેદાની સલગાવેલી હતી જે મઘેની બતી સુગંધી તેલોથી બરતી હતી. વળી સુના રૂપાના ફાનસોમાં તહરેવાર ખુશબુદાર તેલના દીવા કરેલા હતા જેથી ત્યાની રોશનીની ભભુકમાં વધારો થતો.

ત્યાની ઘણીએક અજાએબ ચીજોમાંથી જે ઉપર મારી નજર વધારે થરી તે એક કાલો ઘોડો હતો, જેવા બાધાં અને ખુબસુરતીનો મારા દીઠામાં આગલ કોઈ બીજો આયો ન હતો. બરોબર તેને તપાસી જોવા હું તેની આગલ ગયો અને મને માલમ પડયું કે તેના ઉપર જીન અને સુનાની લગામ નાખેલી હતી જેની બનાવત બહુ તાજુબી ભરેલી હતી. જીનની એક બાજુએ સાફ કરેલા જવ ભરેલા હતા અને બીજી બાજુ ગોલાબના પાણીથી ભરેલી હતી. હું તેની લગામ પકડી દીવા આગલ બરાબર તપાસી જોવા લઈ ગયો ; હું તેની ઉપર અસવાર થયો અને તેને ચલાવાની તજવીજ કરી. તેને ચાલતા હથ કરવાથી તેના તબેલામાંથી મને મલેલો એક ચાબક મારા હાથમાં હતો તે લગાવ્યો. જેવો ફતકો તેના દીલપર વાગો કે તે

ઘણો જોસથી ખંખારવા લાગો, અને પોતાની પાંખ ઊંનચી કીધી, કે જે મારાં આગલ દીઠામા આવીજ નહી હતી, અને મને લેઈ હવામાં ઊંનચે ઉડયો. હું ધભરાતનો મારયો મજબુત બેસી રેહયો. અંતે તે પાછો જમીન તરફનીચે ઉતરવા લાગો, અને એક કીલાની અગાસી ઉપર ઉતરી, મને કુદી પરવાને જરાંબી અવસર આપ્યાં વગર, તેને મને છુનપરથી એવોતો આચકો મારી નાખી દીધો કે હું તેની પછવાડે જઈ પડયો અને જે પછે તેની પુછડીની અની વતે તેને મારી આંખ ફોડી નાખી.

એ રીતે હું એક આંખે અપંગ થયો. પછે મને તે દશ જુવાનોની આગાહી યાદ આવી. ઘોડો પાછો પાંખ ફફરાવતો ઉડી મારી નજર આગલથી ગેબ થઈ ગયો. હું આંખ હાથે ધાંકી તે આગાસીપર ચાલવા લાગો, જ્યાંથી ઉતરી એક દીવાનખાનામાં દાખલ થયો જે મે તે મધેના દશ કોચોથી; અને વચમાના અંગીઆરમાં નીચા કોચથી તરત પારખી કાહાડયું. મે જોયું કે જે કીલ્લામાંથી મને રાક પક્ષી ઊંચકી ગયું હતું તે કીલ્લામાંજ હું પાછો આયો હતો.

હું દાખલ થયો ત્યારે તે દીવાનખાનામાં પેલા દશ અરધા આંધલા જુવાનો નહીં હતા. પણ તેઓ તરતજ પેલા બુધા સાથે અંદર આયા. મને પાછો જોવાથી અથવા મારી આંખ જવાથી તેઓ જરાએ પણ અજાએબ થયા નહી; અને બોલ્યા, "અમો દલગીર છઇએ કે અમારેથી તમોને મુબારકબાદી આપી શકાતી નથી; પણ તમારી કમબખતીનું અમો કારણ નથી." હું બોલ્યો, "તમારા ઉપર એવો અપરાધ મુકવો મને મુનાસેબ નથી; એને માટે મારા સીવાય બીજા કોઈનો વાંક નથી." તેઓ બોલ્યા "જો પોતા જેવા બીજાને જોવાથી કાંઇ પણ રીતે



મારાં નસીબનો ચુકાડો કરનારૂં બારણું મેં ઉગાડયું. (સફે ૧૭૧.)

સંતોશ ઉપજતો હોય તો, અમારાથી તમારૂં એ દુ:ખ કમી થવું જોઇએ. જેબી તમારાપર વીત્યુંછે તે સઘલું અમોને પણ થયુંછે; અમો ટ્રેકે એજ મોજ એક વરશ સુધી ભોગવીછે; અને સાહાઝાદીઓની ઘેર હાજરીમો જો અમોએ સુનાનો દરવાજો નહી ખોલ્યો હોત તો એ સુખ હુમેસ સુધી ભોગવ્યું હોત. અમો કરતાં તમોએ વધુ દાહાપણ નથી ખરચ્યું, અને તેતલાં માટે તમોને અમારીજ સજા ખમવી પડીછે. અમારી મુઆફેક તમોને પસચાતાપ કરવા અમારી મંડળીમાં ખુશી સાથ રાખતે; પણ તે બનવું અશકયછે તેનું કારણ અમો તમુને આગમજથીજ જનાવી ચુકયા છઇએ. તે માટે અતરેથી કુચ કરી તમો બગદાદના રાજાની દરબારમાં જાઓ જ્યાં તમોને તમારા નસીબનો ચુકાદો કરનાર મલી આવશે." પછે કઇયો રસ્તો મારે લેવો તે તેઓએ દેખાડયો, અને હું તેમનાથી છુતો પડયો.



તે પાછો જમીન તરફ નીચે ઉતરવા લાગો. (સફે ૧૭૨)

રસ્તામાં મે મારી દાહાદીને ભવાં ખોરાવી નાખ્યાં અને જોગીનો વેશ ધારણ કીધો. મને ઘણી મોટી મંજલ કાપવી પડી અને અંતે આજે સાંહાંજેજ હું અતરે આવી પોહોંતો, અને બાગરમાં આએ મારા જોડયા જોગીઓ સાથ મારો મેલાપ થયો, જેઓ પણ મારી મુઆફેક સર્વે રીતે અંજાણાછે. અમે ત્રણે એક એકને જમની આંખે આંધલા જોઈ અજાએબ થવા લાગા; પણ અમારાં કમભાયગની તવારીખથી એકમેકને વાકેફ કરવાને અમને અવસર હતો નહી. તમારી પાસે રાતનો વાસો કરવાની જે અરજ અમોએ ગુજારી તે સીવાએ વધુ વખત અમોને વાતચીત કરવાનો મલ્યો નહી; અને જે અમારી માંગની મેહેરબાનીની રાહે તમોએ કબુલ રાખી.

તરીજા જોગીની વાર્તા પુરી થતાંજ જોબીડીએ તે ત્રણે જાણને કહ્યું; "તમારે જોઇએ ત્યાં જાઓ; હું તમોને પાછું છુતાપણું બખશુંછું." પણ તેઓમાંથી એકે કહ્યું, "બાનું અમારી હોંશને માટે માફી બક્ષી જેઓએ પોતાની તવાખ નથી કહી તે સાંભલવાની અમોને રજા આપવાની મેહેરબાંની કરો." પછે ઝોબીડી ખલીફ, વઝીર ગાયાફર, અને મસરૂર તરફ ફરી બોલી, "હવે તમારી હકીકત જનાવાનો વખત આયોછે; તેથી ચાલો તે જલડી કહો."

સઘળી વેળા જેમ મોટો વઝીર સુલતાનની વતી જવાબ દેતો હતો તેમજ તેને જોબીડીને આએ વેળા પણ કહ્યું; "તમારો હોકમ માની, બાનું, જે અમોએ પેહેલા તમોને કહ્યું હતું તેજ પાછું જનાવાનુંછે. અમો મસુલ*થી આવેલા વ્યાપારી છઇએ અને અમારો સરસામાન જે ખાનને ત્યાં અમોએ ઉતારો લીધોછે ત્યાં પડેલોછે. આજ રોજે આએ શેહરમાં

* મસુલ (મોસલ) એ તાઈગ્રીસ નદીના જમની બાજુના કીનારાપર આવેલું એક શેહરછે. હ્યાં થતાં સુતરાઊ કાપડ પરથી "મસલી"ન બોલ નીકલ્યોછે.

એક વ્યાપારીને ત્યાં અમો મેજબાન તરીકે ખાનાં ઉપર ગયા હતા, જેને અમોને તહેરેવાર વાનીઓ જમાડી તથા ઉમદા શરાબ પાયા પછે રાંમસગરોને બોલાવી. અમારી સરાબથી થયલી બેઅખત્યારીમાં ઘણી ગડબડ થવાથી સરકારી અમલદારોએ આવી અમારામાના કેટલાકોને બંધીવાન કર્યા; પણ સારાં ભાયગે અમોને નાહસવાની તક મલવાથી અમો બચી ગયા. ઘણું મોડું થવાથી તથા અમારા ખાનનાં દરવાજા બંધ હોવાથી, કયાં જવું તેની અમોને સમજ પડી નહી. આએ રસ્તે જતાં સારાં ભાયગે અમારા કાન ઉપર તમારા ઘરમાં થતી ખુશાળીના અવાજ પડયા જેથી તમારા ઘરનો દરવાજો ઘોકવાની અમોને હીમંત આવી. તમારા હોકમને તાયબે રહી જે મારે જનાવવાનું સઘલું હતું તે એજછે."

આએ જવાબ સાંભલી શું કરવું તેના વીચારમા ઝોબીડી પડી; જેપરથી પેલા ત્રણ જોગીઓએ તેઓપર કરેલી મેહર એ ત્રણડે મસુલના વેપારીઓપર પણ ઉતારવાની અરજ કરી. તેણીએ જવાબમાં કહ્યું, "વારૂં ત્યારે જો તમો અતરેથી એકદમ જતા રેહશોતો હું તમો સઘલાને માફી બખસું છું."

ઝોબીડીએ એવી રીતે એ જવાબ આપ્યો હતો કે તરતજ તે અમલમાં લાવવો એવો તેનીનો ઇરાદો હોય એમ માલમ પડવાથી, ખલીફ, વઝીર, મસરૂર, ત્રણે જોગીઓ તથા પેલો મજુર એક શબ્દ બોલ્યા વગર બાહેર નીકળી પડયા; તેમાં પેલા હથ્યારબંધ સાત ગોલામોને જોઈ તેઓની બોલવાની જરા એ હીમત ચાલીજ નહી. જેવા બાહેર પડયા કે ખલીફે પોતાને જાહેર કરવા વગર પેલા જોગીઓને કહ્યું, "ગ્રહસ્થો આ રાતની વખતે તમો કયાં જવાનો ઇરાદો રાખોછો?" "સાહેબ, એજ બાબદથી અમો ગુચવાડામાં પડયા છઇએ." ખલીફે કહ્યું. "ત્યારે અમારી સાથે ચાલો, અને અમો તમોને ભયમાંથી બચાવીશું." પછે તેને વઝીરનાં કાનમાં કહ્યું, "એઓને તારી સાથે લેઈ જા, અને સહવારના મારી પાસે એઓને લાવજે. મારી મરજી એઓની તવારીખ મારા પાહાડશાઈ દફતરોમાં નોંધી રાખવાની છે."

વઝીર ગાચાફરે એ ત્રણે જોગીઓને પોતા સાથે લેઈ ગયો, હેલકરી પોતાને ઘર ગયો, અને ખલીફ બીછાને ગયો ખરો પણ જે અજાએબ વાર્તા તેને સાંભરી હતી તથા જે જે તેને જોયુ હતું તેનાં વીચારમાને વીચારમાં તેને ઊંગ આવી નહી. સઘળા ઉપરાંત ઝોબીડીની તવારીખ જાનવાને તે બહું ખંતી બન્યો હતો; કારણ તેનીને પેલી બે કાલી કુતરી ઉપર આતલું ઘાતકી થવાનું શું કારણ હશે, અને અમીનીની છાતી ઉપરના સડની શું મતલબ હશે તે જાનવાને તે બહુ તતપર બનયો હતો. એવા વીચારમાં તે હતો તેટલા સહવારૂં પડ્યું; તરતજ પોતે ઉઠી પોતાના દરબાર ભરવાના ઓરડામાં ગયો અને તખત ઉપર બીરાજ્યો.

સાહાના ગાડીએ બીરાજવા પછે તરતજ મોટા વઝીરે આવી હમેસ પરમાણે કુનસ બજાવી. ખલીફે કહ્યું, "વઝીર, હાલ આપનને રાજ્ય સંબંધી કાંઈ ઘણા અગતના કામકાજ નથી. સઘળાં કરતાં પેલી ત્રણ સ્ત્રી અને બે કાલી કુતરીની બાબદ વધારે અગત ધરાવેછે. એ સઘળાંથી જે મને અજાએબી પેડા થઇછે તેથી હું ખોલાસો પાંમસ નહી ત્યાં તુલીક મને ચેહન પડનાર નથી. જા, એ ઓરતો તથા પેલા જોગીઓને સાથે લેઈ આવ. ઝડફ કરજે, અને યાદ રાખજે કે હું તેઓની અધીરાઈથી વાટ જોતો બેઠોછું."

વઝીર, પોતાના સરદારનો ગુસ્સો તથા ઉતાવળીયો સવભાવ જાનતો હતો તેથી તરતજ પેલી

.તો પાસે ગયો અને ઘણી નમનતાઈ સાથે મને શાહનો પેગામ પુગાડયો; અને રાતના બનયું હતું તે કાંઈ પોતે જાનતો નહી હોય દેખાડયું.

પેલી ઓરતો મોહ ઉપર બુરખા નાખી વ- સાથે ચાલતી થઈ. વઝીરે પોતાના ઘર પા- । જતાં, પેલા ત્રણે જોગીઓને સાથે લીધા, ાને આગલજથી જનાવ્યાંતે આવ્યું હતું કે તેઓની મુલાખાત, તેઓના વગર જાનવે, સનમુખ ઉભા હતા તેથી કોઇપણ રીતે અનજા ના નહીં હતા.

પેલી ઓરતોના તેઓની જગ્યાએ જવા પછે ખલીફે તેઓ તરફ ફરી કહ્યું, "બાનુંઓ, તમુને તમારા ઘર મધે મારા વ્યાપારીના લેબાસમાં હાજર થવાની વાતથી જાનીતી કરવાથી, તમારામાં ધાસ્તી પેડા થશે, અને મને તમોએ ગોસ્સો કરવાનું કારણ આપ્યુંછે એવી તમારામાં દેહસ્ત ભરાસે. કદાચ તમો એવુંજ માનતાં હશો કે મારો કોફ તમારા ઉપર ઉતરવાથી તમોને સજા કરવાનેજ અતરે



તમારી કમબખતીનું એમો કારણ નથી. (સફે ૧૭૨)

ાાન સાથે થઈ ચુકી હતી. વઝીર તેઓને લમાં એટલી તો ઝડફથી લઈ ગયો કે તેથી ોફ બહુ ખુશી થયો. પોતાના બીજા અમલદારો ગલ મંડળીના કાયદા નહી તુતે તે માટે સાહે ઓરતોને પોતાના સુવાના ઓરડાની બાજુએ ેલાં બારણાની ઝાલરો પછવાડે ઉભા રેહવાને ાવ્યું, તથા ત્રણે જોગીઓને પોતાની પાસેજ યા. એ જોગીઓએ પોતાના તાજીમ તવાજાથી ાડી આપ્યું કે તેઓ જે મોટા આદમીની બોલાવ્યાંછે. પણ તમો કશી ચીંતાં કરસોના; ત- મો ખાતરીથી માનજો કે રાતની વાત સઘલી હું ભુલી ગયોછું, અને તમારી ચાલથી મને બહુ સંતોશ ઉપજયોછે. તમોએ જે દયા ભરેલી વર્તનુંક અમારી ખરાબ ચાલ પછે બતાવીછે તે હું હ- મેસ લગે યાદ રાખીસ. ત્યારે **મોસલ**નો હું એક વ્યાપારી હતો, પણ હાલ હું **હારૂન અલ- રશીદ, અબાના** કીરતીવંત ખાનદાનથી ઉતરેલો પાંચમો ખલીફ છું અને આપણા મોહોટા પેગમ-

બરની ગાદીએ બીરાજનારછું. તમો કોણછો તે જાનવાને તથા તમારાંમાના એકને બે કાલી કુતરીઓને ઘાતકી માર મારવા પછે તેઓ માટે રૂદન કરવાનું કારન પુછવાને અતરે બોલાવ્યાછે. વરી તમારામાની બીજીની છાતી સઠ જેવા ઘસારાથી ભરેલી કાંયછે તે જાનવાને હુ બહુ અધીરો થયો છું."

જોકે આએ શબદો ખલીફ બહુ સફઈથી બોલ્યો હતો અને તે ત્રણે ઓરતોએ તે બરોબર સાંભરયા હતા તો પણ દરબારની રીતી પ્રમાને વઝીર ગાયાફરે તે પાછા કહી સંભલાવ્યા.

**સેહરાઝાદી**—પણ સાહેબ વખત થયેછે, અને જો તમો નામવરને મારી વાત પુરી કરવા દેવાની ખાહેશ રાખતા હોવો તો મારી જીદગી કાલ સુધી લંબાવાની બક્ષેસ કરો.

સુલતાને સેહરાઝાદીનું કેહેવું કબુલ રાખ્યું કારણ તે ધારતો હતો કે તેણી ઝોબીડીની તવારીખ જાહેર કરસે, જે જાનવાને પોતે ઘણો ખંતી હતો.




દીનારઝાદી પરોઢયામાં ઉથી બોલી, "પ્યારાં બેહન, મેહરબાની કરી ઝોબીડીની વાર્તા કરો; કારણ બેશક તેણીને તે ખલીફને કેહવી પડી હશેજ." સેહરાઝાદીએ ઉતર વાલ્યો, "સાહાના તેણીને હીમત આપવા પછે તેણીએ તે ખચીત કહી સંભલાવી હતી."



# ઝોબીડીની વાર્તા.

ધરમના બચાવનાર નામવર અને કીર્તીવંત સાહ. તેણી બોલી, જે વાર્તા હું તમો મેહરબાંન આગલ કરનારછું તે કધી પણ નહી સાંભરયાંમાં આવી હોય એટલી અજાએબીઓથી ભરપુરછે. એ બે કાલી કુતરીઓ મારી સગી બે બેહનોછે, અને તેઓ એ અવતારમાં કેમ બદલઈ તે હું તમો નામવરને કહીસ. જે બે ઓરતો મારી સાથેછે તે પણ મારી બેહનો થાયછે, અને અમો ત્રણેનો બાપ એકજછે તો-પણ એઓ જુદી માતાને પેતે અવતરેલીછે.

જે સ્ત્રીને છાતી ઉપર સઠ જેવા દાગછે તેણીનું નામ **અમીની**છે, બીજીનું નામ **સાફી**છે અને મારૂં પોતાનું નામ ઝોબીડીછે.

અમારા પીતાના મરણ પછે જે અસકયાંમત

તે મુકી ગયો હતો તે અમારા વચ્ચે સરખે ભાગે વેહચી લીધી; અને જેવો આએ બને બેહનોએ પોતાનો હીસ્સો લીધો કે તેઓ મને છોડી પોતાની માટા સાથે રેહવાને ગઈ. મારી બીજી બે બેહનો અને હું અમારી માટા જે તે વખતે જીવતી હતી તેની સાથેજ રહ્યાં. થોડા વખતમાં તેણી પણ મરન પામી અને અમો દરેક માટે એક એક હજાર સીકવીન મુકી ગઈ. અમારો હીસ્સો મલવા પછે મારી વડી બેહનો, (કારણ હું તેઓથી નાહનીછું), પરણી ગઈ અને હું એખલી પડી. થોડા દીવસ પછે મારી મોહતી બેહનના વરે પોતા પાસે જે કાંઈ હતુ તે સઘલું વેચી નાખ્યું અને તેના ઉપજેલા પૈસા તથા મારી બેહનનો વારસો લેઈ આફ્રીકામાં ગયાં જ્યાં તેનીના વરે સઘલી દોલત લુચાઈ લફંગાઈમાં વેરી નાખી. તને પછે પોતાને ખાખાવરખો થયલો જોઈ કાંઈક બાહાનું કાહાડી મારી બેહનને તલાક આપી તેણીથી છુતો પડ્યો.

તેણી પાછી આએ શેહર તરફ઼ ઘણા દુખો તથા હાંદસા ભોગવી ફ઼રી અને મારી આગલ એવાતો દુખદાયક આકારમાં આવી કે તેણીને જોઈ પથર જેવું દીલ પણ પીગલી તેમા દયા ઉતપન થયા વના રેહ નહી. મે તેનીને ઘણીજ માયાથી આવકાર દીધો; અને તેણીના દુઃખનું કારણ પુછતાં તેણીએ મને તેના વરની ઘાતકી ચાલથી વાકેફ઼ કીધી. તેણીના દુખોથી મને બહુ લાગું અને તેણીની સાથે મને પણ રડવું આયું. હુ તેણીને એક હમામખાનામાં લેઈ ગઈ, મારાં કપડાં તેણીને પેહડાવ્યાં, અને આએ પ્રમાંણે તેણીને કહ્યું, "તું મારી વડી બેહન હોવાથી હું તને મારી માતા સમન સમજુંછું. તારી ઘેરહાજરીમા ખોદાએ મારી દોલતમાં મારા રેસમના કીડા પાલવાંના ધંધાથી વધારો કર્યોછે. હું તુને ખાતરીથી જનાઊંછું કે જેબી મારી પાસેછે તે તારૂંજ સમજજે અને તેનો ઉપયોગ કરવાને તુને મારા જેતલી છુંટછે."

થોડા મહીના હમો બહું સુખ સાથે રહ્યાં. એક દીવસે અમો અમારી ત્રીજી બેહનને માટે વાત કરતાં હતાં, અને તેણીની કાંઈપણ ખબર નહી મલવાથી અજાએબ થતાં હતાં, તેવામાં તેણી મોહટીના જેવીજ ખરાબ અવસ્તામાં આવી નીકલી. તેણીના ખાવંદે પણ તેના એવાજ હાલ કર્યા હતા, અને પેહલીનાજ જેવી માયા દેખાડી મે તેણીને ઘર મધે લીધી.

થોડા વખત પછે મારી બેહનો મારી ઉપર વધું વખત ભારી નહી થઈ પડે એવું બાહનું લાવી ફ઼રી પરણવાને તૈયાર થઈ. મે જવાબ વાલ્યો કે જો મારા ઉપર ભારી પડવાનું તથા ખરચનો મને ઊગાડો કરવાનાજ કારણસર તેઓ પરણવા માંગતાં હોયતો તે વાતથી તેઓએ કાંઈપણ મનમાં લાવવું નહી અને જેમછે તેમના તેમજ રેહવું; કારણ જે મારા પાસે હતું તે અમો ત્રણેને સારી હાલતથી રેહવાને પુરતું હતું. મે વલી કહ્યું, "પણ મનેતો લાગેછે કે તમારી મરજી ફ઼રી પરણવાનીજછે, જેથી મને બહુ અજાએબી પેડા થાયછે. તમોને લગનના આસીરવાદની પુરતી માહીતગારી મલવા છતાં, મને બહુ ઓચંબો ઉપજેછે કે તમો પાછા પરણવાને કેમ ખંતી બનયાંછો? તમો જાનોછો કે નેક અને માયાલુ ખાવીંદ મલવો બહુ કથણ પડેછે. હું કહુંછું તે માનો અને આપણાથી બને તેતલી સારી રીતે સહલા સંપથી સાથેજ રેહવાનો થેડાવ કરો." મારૂં સઘલું બોલવું ફ઼ોકત હતું; તેઓએ પરણવાનો થેડાવજ કર્યો હતો અને તે થોડાવારમા અમલમાં લાવી. થોડા મહીના નહી વીતીઆકે તેઓ મારી પાસે હજારો હજાર મીનતજારી કરતી પાછી આવી.

તેઓ બોલી, "તમો અમારાં નાહાના બેહન થાઓછો, પણ દાહાપણમાં અમારાં કરતાં બહુ ચઢોછો; જો એક વખત ફરીથી અમોને તમારાં ઘરનો આસરો આપસો અને તમારી ગોલામડી દાખલ પડી રેહવા દેશોતો એવો ગુનાહ અમો ફરી કધી કરીશું નહી." મારો જવાબ આએ હતો, "પ્યારાં બેહનો, આપણે છુતાં પડવા પછે મારો તમારા તરફનો પ્યાર કાંઈ પણ રીતે ઓછો થયો નથી; પાછાં આવો અને જે મારી પાસેછે તેપર સુકર ગુજારો." એ પછે મે તેમને ક્રોટી કરી અને આગલ માફકજ અમો રેહવા લાગાં.

અમારૂ પ્યાર અને સહલાસંપજ સાથનું એક વરશ ગુજરયું. મારા પાકનો જથો વધારે થયલો જોઈ, મે તે વેચવાને માટે મુસાફરીએ જવાનો ઈરાદો કર્યો. એ માટે મારી બે બેહનો સાથ હું બલસોરા ગઈ, જયાં મને ઉપડી જવાની તૈયારીમાં એક વાહાણ મલ્યું જે મધે બગદાદથી જેવો માલ હુ લઈ જનાર હતી તેવોજ બીજો ભરેલો હતો. અમો પુથનો પવન જોઈ હુંકારી ગયાં અને થોડા વખતમાં ઈરાંની અખાત પસાર કર્યો; દરયામાં પડવા પછે અમે હીનદુસ્તાનનો રસ્તો ધરયો, અને વીસમે દીવસે અમને જમીન જનાઈ. હયાં એક મોહટો પર્વતછે, જેની નીચે એક મોહટું શેહર આવેલુંછે. પવન સારો હોવાથી થોડા વખતમાં અમોએ બંદર કર્યું.

મારી બેહનો કપડાં પેહડી મારી સાથે આવે તેતલાં થોભ્યાં વગર એક મછવામાં બેસી હું એખલી જમીન ઉપર ગઈ. શેહરના દરવાજા આગલ જતાંજ મને ઘણાક આદમી ચોકી કરતાં જનાયાં જેઓમાં કેટલાક હાથમાં હથ્યાર સાથે બેઠેલાં તથા કેટલાક ઉભેલાં હતાં. એ સઘલાંના ચેહરા એવાતો બીહામના હતા કે તેઓને જોઇ મને બહું ધાસ્તી પેડા થઈ. તોપણ તેઓમાંથી કોઇ પણ હીલતા ચાલતા નહી દેખાવાથી, યા તેમની આંખનો પલકારો પણ મારી નજરે ન પડવાથી મને હીમત આવી ને હું તેમની આગલ ગઈ, અને જોયું તો તે સંધા પથર બની ગયાં હતાં.* હું શેહરમાં દાખલ થઈ તથા જેબી મોહલામાં ગઈ ત્યાં સઘલાં પથર થયલાં તરેહવાર ધંધમાં ઉભેલાં મને દીસ્યાં હતાં. વ્યાપારીઓના મોહલામાં જતાં મને ઘણીક દુકાંનો બંધ જનઈ, પણ જે ઊંગાડી હતી તેમાના સર્વ વસનારાં પથર થઈ ગયલાં હતાં.

શેહરના એક બોહલાં ચોગાનમાં જઈ પોહોચતાં મારી નજરે સુનાના પતરાં જડેલો એક મોહટો દરવાજો પડયો જે ઊંગાડોજ હતો. તે દરવાજાપર રેસમી કપડાંનો એક પરડો નાખેલો હતો અને એક ફાનસ વચમાં તાંગેલું હતું. એ ઇમારત તપાસી જોવાથી મારી ખાતરી થઈ કે તે શેહરના રાજાનો એ મેહલ હશે: અને રસ્તામાં મને કોઇપણ જીવતું આદમી ન મલવાથી મે ધારયું કે એ મેહલમાં મને કોઇની મુલાખાત થશે. માટે હું અંદર દાખલ થઇ. મે તે દરવાજામાં દાખલ થતાં ચોકીબાનો સીવાય કોઇ બીજાને દીથા નહી. તે સઘલા ઉભેલા, બેઠેલા, યા સુતેલા પથર બની ગયલા હતા.

---

* "માશરની ઉપરના ભાગમાં **ઇશમોનીક** યા **પથરનું** શેહર કરી આવેલુંછે, જયાં માણસ, ઓરત, છોકરાં અને જાનવરોના ઘણાએક પુતલાંછે જે વીશે કહેછેકે હજુ ત્યાં જોવામાં આવેછે; જે તે તરફનાં બધાં લોકો માનેછેકે એક વેળા જીવતાં હતાં અને જે એકાએક બેઠેલાં, ઉભાં રહેલાં ઇત્યાદીક આકારોમાં બદલાઈ ગયા કે હતા જે આકારોમાં સંધાં જીવતાં હશે તે વખતે કામે લાગેલા હશે. અમો એ વાશે તલાશ કરવાને ભુલ્યા હતા નહી, અને તે જોવાને અમારી ખાહેશ દેખાડી; તેઓએ કહ્યું પશ્ચીમ દક્ષના ચોકસ ભાગમાં તે જગા આવેલી હતી, પણ તે મુસલમીન સીવાએ કોઈ બીજાની નજરે પાડી શકાય નહી એતલી પવીતર હતી."—પેરીસ "વ્યુ આવ ધી લીવેનત."

આગલ વધતાં હું એક મોહટી જગ્યામાં આવી અને મારી સામે એક ગંજાવર મેહલ જનાયો જેની બારીઓ સુનાની બનાવેલી હતી; મે તે રાણીનો મેહલ ધારયો. હું અંદર દાખલ થઈ અને એક મોહટાં દીવાનખાનામાં ઘણા સીધી હીજડા પથર થઈ ગયલા જોયા. ત્યાંથી એક દબદબા ભરેલા સીંગારેલા ઓરડામાં હું પેઠી જયાં એક પથર થયલી સ્ત્રી મે જોઇ. તેણીના માથાંપર મુકેલા સુનાના તાજથી તથા ગલામાં પેહડેલા મોટીના હારથી જે દરેક મોટી એક ઇડાં જેવાં મોહટા હતાં, તેપરથી મે તે રાણી હશે એવું જાનયું; તેણીને બરાબર જોવા હું નજદીક ગઈ અને એવી ખુબસુરત ઓરત મે કદી દીઠી નથી.

થોડો વખત સુધી તે ઓરડો તપાસતી હું ઉભી; અને તેમાં ગલીચા, ખુરશી અને કોચો જે હીનદી સુનાથી સીંગારેલા હતા, અને રૂપામાં કોતરેલાં માણસ તથા પસુઓના આકારથી જડેલા હતા તે ઉપર મારૂં ધ્યાન વધારે ખેંચાયું.

સેહરાઝાડી તો બોલ્યાજ કરતે પણ ઉજરડું થઇ જવાથી ચુપ થઇ ગઇ. સુલતાન એ વાર્તાથી બહું ખુશી થયો હતો. તે તે ઉથતાં બોલ્યો, "આએ પથર થયલાં આદમીઓનું શું થાયછે તેમને જાનવુંજ જોઇએ."




દીનારઝાડી ઝોબીડીની વાર્તાની સરૂઆતથી એટલીતો ખુશી થઇ હતી કે સુલતાનાને દાહાડો રોશન થવા આગમજ ઉથાડવાને ભુલી નહી. "જો બેહન, તમો જાગતાં હોવોતો, ઝોબીડીને એ અજાએબ મેહલમાં બીજું શું જનાયું તેનું બ્યાન કરો."

**સેહરાઝાડી**—તેણીએ ખલીફ આગલ વાત નીચે મુજબ કરી:—

તેણી બોલી, સાહેબ, પથર થયલી રાણીનો ઓરડો છોડી હું બીજા ઘણાક ઓરડામાં ગઇ જે સઘલા ઘણા દમામ સાથ સીંગારેલા હતા, અને છેલે એક મોહટા ઓરડામાં આવી જયા એક મોહટું શુનાનું જમીનથી કેટલીક પગથી ઊંચું કરેલું, અને હીરા જડેલું તખત હતું અને તેના ઉપર બહુજ ઉમદા કપડાની ચોટીથી મઢી લીઘેલી ગાડી કરેલી હતી. તે ગાડી ઉપરથી એક ઘણીજ ભભુકદાર રોશની જોઈ હું દંગ થઇ ગઇ; તે કયાંથી નીકલતી હતી તે જાનવાની મારામા ખાએશ થવાથી હું ઉપર ચહડી અને એક બાજુપર પડી જોયું તો એક નાહાના ઇસ્ટાંન ઉપર મુકેલો હંસના ઇડા જેવો એક મોહટો હીરો ઝકઝકતો હતો. તે એવાંતો સાફ પાણીનો હતો કે તેમાં મને કાંઈ પણ ખાંમી દીસી નહી; અને તે એટલો તો તેજથી પરકાશતો હતો કે જયારે મે તે હીરાના જોયો ત્યારે મારી નજર તેપર ચેડવી શકી નહી.

ગાડીની બાજુએ બે મીનબતી સલગાવેલી મે જોઈ પણ તેનું કાંઈ કારણ મને સમજ પડયુ નહીં. તોયપણ કોઇ જીવતું આદમી ત્યાં વસ્તું હશે એટલી મારી ખાતરી થઈ, કારણ તે

પોતાની મેળે બરતી હોય એવું મારાથી માની શકાયું નહી. બીજી ઘણીક ન ઓળખી જનસોથી મને અમત મળી જે દરેક પેલા હીરાની માફક એ કીમત હતી.

બધા દરવાજા ઊઁઘાડા અથવા અરધા બંધ હોવાથી હું બધે ફરી વળી જે સંધા એકઠથી સરસ સીંગારેલા હતા. ટુંકમાં એ સંધું જોવામાં મારૂં મન એટલું તો ગુંથાયું હતું કે હું વાહાણ તથા મારી બેહનોને તદન ભુલી ગઈ. રાત પડવાથી મને પાછું ફરવાની યાદ આવી. જે રસ્તે આવી હતી તે રસ્તે પાછું ફરવા મેં વીચારયું; પણ તે રસ્તો મને પાચો નહીં; અને મને પાછી પેલાં મોહટા ઓરડામાં, કે જ્યાં તખત, કોચો, મોટો હીરો અને મીનબતી સલગેલી હતી, ત્યા આવેલી જોયાંથી, મે ત્યાંજ રાતનો વાસો કરવાને દરૂસ્ત ધારયું અને પરોઢયાંમાં વાહાણ ઉપર પાછું જવાનો ઠેડાવ કીધો. હું કોચપર એખલી હોવાને લીધે જરા દીલમાં ધાસ્તી રાખી સુતી; અને એ ધાસતીથી મને બરોબર ઊંગ આવી નહીં.

આપણી મસઝીદામાં જેવા અવાજથી કોરાન વાંચવામાં આવેછે તેજ અવાજથી મધ રાતના મને કોઇ કોરાન વાંચતો હોય તેમ લાગું. એ સાંભરવાથી હું એકદમ ખુશી સાથ ઉઠી અને હાથમાં એક બતી લેઇ જ્યાંથી અવાજ આવતો હતો ત્યાં એક પછે એક ઓરડામાં થઈ મે જવાની કોસેસ કરી. અંતે હું એક બંધ બારણાં આગલ આવી અને ત્યાં સ્થીર થઇને ઉભી, કારણ મે ધારયું કે એ અવાજ તેજ ઓરડામાંથી આવતો હતો. મે મીનબતી નીચે મુકી અને એક બારીમાંથી જોયું તો તે બંદગી કરવાને માટે ઘેરવેલી જગ્યા હતી. આપણી દરેક મસઝીદોની માફક તે મધે કહી દશાએ મોહ કરી બંદગી કરવી તેને માટે એક ગોખલો બનાવેલો હતો;* ત્યાં રોશની કરી હતી અને બે મોટી મોમબતી બરતી હતી.

મને એક નાહાનો ગલીચો પાંથરેલો જનાયો, કે જેવા આપણે બંદગી કરવાને હમેસાં વાપરયે છઇએ, અને જે ઉપર ગુથણમંડીએ પડી એક નોજુવાન, સામે એક તેબલ ઉપર મુકેલાં કોરાણ † માંથી, ઘણીજ ગંભીરતા સાથે બંદગી કરતો હતો.

આએ સઘલું જોઈ હું તો બહુજ વીસમય પામી. મને ઘણીજ અચરતી એમ ઉપજવા લાગી કે એજ એખલો જીવતો આદમી આએ સઘલાં પથર થયલા મુલકમાં કેમ રહયો હશે; અને તેથી એમાં કાંઈ ખુદરતનો હાથ હોવો જોઇએ એવો સંસય મારામાં પેડા થયો.

દરવાજો અરધોજ બંધ હોવાથી મે તે બરોબર ઉગાડયો અને અંદર દાખલ થઇ અને ગોખલા સામું ઉભી રહી આએ પરમાને મોહટેથી ઇશવરની પ્રાર્થના કરી, "જે સરવ સકતીવાંન કીરતારે અમોને અમારી મુસારીમાં સહી સલામત અતરે લાવી મુકયાંછે તેને માટે હું તે કીરતીવંત બાપ પાસ હજારો હજાર સુકર ગુજારી અમોને અમારાં દેશમાં સહી સલાંમત પાછા લેઇ જઇ મુકવાની સાહેતા માંગુછું."

તે જુવાન શખશે તરતજ મારી તરફ ફરી પુછયું, "નેકબખત બાનું, મેહરબાની કરી મને જનાવો કે તમો કોણછો અને તમારૂં અતરે આવવું કેમ થયું? અને તેના બદલામાં હું કોણ

* મક્કા તરફ કીબલાની બાજુએ મોહ કરી દરેક મુસલમીનને બંદગી કરવાનો હોકમછે. તેતલાં માટે મસઝીદનો દેવાલોમાં તે દશાએ ગોખલા કરેલા હોયછે, જેથી બંદગી કરનારને કહી દશાએ ઉભું રેહવું તેનો શક રહે નહી.

† તેવીસ વરસના અરસામાં ખોદાથી જે જે હુકીકતોથી મહમદને જાનોતો કરવામાં આવ્યો હતો તે બધાનો જથો કોરાનમાં કરેલો કહેછે.

છું, મારા ઉપર શું શું વીત્યુંછે, આએ શેહરના રેહવાસીઓ તમે જોઓછ તે હાલતે કેમ આયાછે અને હું એખલો આવાં ભયંકાર ગજબ વચ્ચે સુખી તથા તંદરોસ્ત કેમછું. તે તમને કહી સંભલાવીશ."

હું કયાંથી આવી હતી, મને મુસાફરીએ સા સબબથી નીકલવું પડયું હતું, અને વીશ દીવશ દરીઆમાં રેહવાપછે હું ત્યાં કેમ આવી પુગી હતી તે મે તેને સઘલુ જનાવ્યું. મારી વાર્તા પુરી થતાંજ મે તેને તેની કબુલાત પુરી પાડવા કહયું અને એ ઉજડ ગામમા આવવાથી મને કેટલી અજાએબી પેદા થતી હતી તેથી મે તેને વાકેફ કીધો.

"બાનું," તેને જવાબ દીધો. "જરા ધીરજ ધરો." એટલું બોલી તેને કોરાણ બંધ કરી એક જડાવદાર કોથલીમાં નાંખી પેલા ગોથલાપર મુકયું. મે એટલા વખતમાં તેને નીહાલીને જોયો અને મને તેનામાં બહુ સભ્યતા તથા ખુબસુરતી જનાઇ; અને જેથી જેવા જુસ્સાનો મને કધી ખ્યાલ પણ ન આવ્યો હતો તેવાને હું આધીન થવા લાગી. મને તેને બેસવાને ફરમાવ્યું અને તે પોતાની વાર્તા કરે તે આગમજ જે જુસ્સા મારામાં ઉતપન થયા હતા તે તેને માલમ પડી આવે એવી રીતે હું બોલી, "મેહરબાન શાહેબ, મારાં દીલના હાર, મારેથી, તમારાં શેહરમાં દાખલ થવા પછે જે જે અજાએબીઓ જોઇછે તેનું કારણ જાનયાં વગર થોભાતું નથી. તમારા ગમે તેવા ઝડફથી બોલવા છતાં મારી અજાએબી પુરી પાડવાને વખત થયાં વનાં રેહશે નહી; તેતલાં માટે મેહરબાની કરીને મને જનાવો કે આતલા બધા આવી હાલતે બે જાન થયા છે તેમાંથી કેવા તલેસમથી તમો એખલાજ બચીઆછો."

સેહરાઝાદી મુગી રહી જઈ બોલી, "કદાચ તમો નામવરને સુર્ય રોશન થયોછે તે જનાયો નહી હશે. જો હું મારી વાર્તા આગલ ચલાઉં તો તમો નામવરની મેહરબાનીનો બોતો લાભ લઇશ." આએ અજાએબ વાત આગલ સાંભલવાના પકા પેડાવ સાથ સુલતાન ઉઠી ગયો.




દીવસની રોશની ચોમેર પથરાવા આગમજ દીનારઝાડી બોલી, "બેહન. મેહરબાની કરી ઝોબીડીની વાર્તા આગલ કરો, અને પેલા જુવાન શખશે તેણીને શું કહયુ તે અમોને જનાવવાની તસદી લેઓ."

**સેહરાઝાદી**—તમારી હોંસ હું પુરી પાડુંછું.

એટલું બોલી તેણીએ કહ્યું, "ઝોબીડીએ પોતાની વાર્તા નીચે મુઆફક કહી :—"

તે જુવાન સખસે જવાબ દીધો, "બાનું, તમોએ જે હમના બંદગી કરી તેપરથી મને જનાયછે કે તમો ઇશવરને પીછાનોછો, જેની બેહદ મોહટાઇ તથા શકતીથી હું તમોને વાકેફ કરવા માંગુછું. આએ શેહર એક મોહટા રાજનું પાયતખતછે કે જે ઉપર મારો બાપ હકુમત ચલાવતો હતો. રાજા, તેની સઘલી દરબાર, અને મારા પીતાની બીજી બધી રૈયત એજાઈ ધરમ પાલનારા, આતસને તથા નારદુન,

જે દેઓનો રાજાછે અને જેને ખોદા સાથે ફીતનો ઉથાવ્યો હતો, તેને પુજનારા હતા.

"હું જોકે ભુતપરસ્ત માનનારા માંબાપને પેતે અવતરયો હતો તોપણ મારાં સારાં ભાયગે મારી આયા એક ખરી મુસલમીન મલી. તેણી વારેઘડીએ મને કેહતી, 'પ્યારા સાહાઝાડા, ખરો ખોદા માતર એકજછે, તેથી સંભાલ રાખજે અને કોઇ બીજા ઉપર ઇતિબાર લાવતો ના.' તેણીએ મને અરબી વાંચવા સીખવ્યો, અને જે ચોપડી મને સીખવાને આપી તે કોરાનજ હતું. જેવું હું તે સમજવા લાગો કે તેણીએ, મારા માબાપોની હરૂસે, મને તે મઘેની સઘલી ઉતમ બીનાઓથી વાકેફ કર્યો તથા એ ધરમ ઉપર મારો ઇતબાર લાવવા તજવીજ કરી. તેણી એજ કોશેશમાં મરણ પાંમી; પણ તે આગમજ તેણીએ મુસલમીન ધરમ વીશે મારી પુરી ખાતરી કરી હતી. તેણીના મોહત પછે મે મારૂં ધ્યાન એજ ધરમ ઉપર બેસાડયું અને નરદુન તથા આતસને પુજનારાઓને ધીકારવા લાગો.

"ત્રણ વરશ અને કેટલાક મહીના થયા એક મોહટો અવાજ આખાં રાજમા સંભલાયો જે કોઇને પણ તે વીશે શક રેહે નહી એવો હતો. તે આએ પરમાને હતો: 'દેશીઓ, નરદુન તથા આતસને પુજવાનું છોડી દેઓ, અને જે સરવ શકતીવાન એક ખુદા દયાનો દેખાડનારછે, તેપરજ તમારો ઇતબાર મુકો.'

"એ અવાજ ત્રણ વરશ સુધી સંભલાયા કર્યો પણ કોઇએ તેપર ધ્યાન આપ્યું નહી. ત્રીજા વરશના છેલા રોજે, સહવારમાં ચારને અમલે બધા રેહવાસીઓ એક પલમાં પથર થઈ જે હાલતમાં તે વખતે હતા તેજ હાલતમાં રહી ગયા. મારા બાપના પણ એજ હાલ થયા, કારણ તે એક કાળો પથર તમે આએ મેહલમાં જોયોછે તેમ બની ગયો; અને મારી માતાબી એજ અવતારમાં બદલઈ પડીછે.

"એ કોફમાંથી માતર હુંજ બચ્યોછું અને ત્યાર પછે મે આગલ કરતાં પણ વધારે દીલથી ખોદાની પરવેસ કરવાપર મારૂ ધ્યાન લગાડયું છે. પ્યારાં બાનું, મારી ખાતરી થાયછે કે તે કીરતારે તમોને મારા છુતકારા સારૂ અતરે મોકલ્યાંછે, કે જેને માટે હું તેના સુકર ગુજારૂંછું; કારણ મને કબુલ કરવું જોઇએછે કે આએ એકાંત જીંદગીથી હું તદન કંતાલી ગયોછું."

તેના આએ બોલોથી અને તેમાં તેના છેલા વીચારોથી મારો તેના તરફનાં પ્યાર વધારે દોડયો. મે કહ્યું, "શાહાઝાડા, ઇશવર તમારો આએ ઉજડ જગાથી છુતકોજ કરવાને મને અતરે લાયો હશે એમાં કાંઈ શંશય નથી. જે વાહાણમાં હું આવી છું તેપરથીજ તમારી કેટલીક ખાતરી થશે કે બગદાદમાં માહરી બહુ મીલકતછે અને ત્યાં હું કેતલેક વગ ધરાઊંછું; અને હું ત્યાં તમોને, જ્યાં સુધી નામવર ખલીફ, આપણા પેગમબરથી ઉતરેલો શેહનશાહ, તમારે લાયકનું માંન આપે ત્યાંતુલીક ઉતારો આપવાની હીમત કરૂંછું.

"એ નામવર સાહાઝાડો બગદાદમાં રેહેછે, અને તમારા ત્યાં આવવાની તેને ખબર પડતાં, તમો જે મદદ તેનેથી ચાહાસો તેમા તમોને નીસફલ કરસે નહી. તમારે આએ શેહરમાં, જ્યાં દરેક પલે તમારા દુખની યાદદાસ્ત તાજી થાયછે, તયાં રેહવું તદન ફોકતછે. મારૂં વાહાણ તમારે માટે હાજરછે." તેને મારી માંગણી કબુલ રાખી અને બાકીની રાત અમોએ વાહાણપર જવાની ગોઠવન કરવાની વાતમા કાહાડી.

સહવારૂં પડતાંજ અમો મેહલ છોડી વાહાણ ઉપર ગયાં જ્યાં મારી બેહનો, નાખુદા, અને મારા નોકરો મારાં પાછાં ન ફરવાથી બહુ ઘભરાતમાં પડયાં હતાં. મારી બેહનો સાથે સાહાઝાડાની મુલાખાત કરવા પછે તે મને કેમ મલ્યો,

તથા હું કેમ કીનારે રહી ગઈ હતી, તે મેં તેમને કહ્યું. વળી સાહાઝાડાની તવારીખથી મેં તેમને વાકેફ કરયાં અને એક મોહટું શેહેર કેમ નાશ પાંમીઊં હતું તે જનાવ્યું.

મારી સાથે લાવેલો માલ ખલાસીઓને ખાલી કરી મેહલમાની સર્વ કીમતી જનસો, જેવી કે, ઝહવાએર, સોનું, પૈસા ઇત્યાદી ભરવાને કેટલાક દાહાડા થયા. અમોએ સરસામાન, વાસન, અને ઘણીક બીજી ચીજ પડતી નાખી, કારણ વધુ લેવાને વાહાણમાં જગ્યા હતી નહીં; ખરેખર જો બધી દોલત ખાલી કરી અમો સાથે બગદાદ લેઇ જવા માંગતે તો અમોને એક મોહટો વાહાણોનો કાફલો વતીક પુરો પડવો મુસકેલ હતો.

સઘલી કીમતી વસ્તુઓ લીધા પછે અમે અગતજોગ ખોરાક અને પાણી ભરી લીધું; અને છેલે સારા પવનનો લાભ લેઈ વાહાણ હંકારી ગયાં.

સેહેરાઝાડી સહવારૂં પડેલું જોઈ અટકી ગઈ. સુલતાંન એકે બોલ બોલ્યા વગર ઉઠી ગયો: પણ તેને ઝોબીડીની વાત બધી સાંભરવાનો ઠરાવ કર્યો હતો; અને સાહાઝાડાનો છુતકો થયલો જોવાને તે આતુર હતો.




**દીનારઝાદી**—મારાં પ્યારાં બેહન, વખત થવા આયોછે; માટે ઝોબીડીની વાર્તા આગલ ચલાવો અને તેણી અને સાહાઝાડો સહી સલાંમત બગદાદ પોહોંતાં કે નહી તે કહો.

**સેહેરાઝાદી**—સાંભલો ત્યારે, ઝોબીડીએ ખલીફને આએ પરમાણે આગલ કહ્યું:—

સાહેબ, તેણી બોલી, તે જુવાન સાહાઝાડો મારી બેહનો અને મે થોડો વખત સહલા સંપજથી કાહાડયો; પણ અફસોસ! એ સંપ વધુ વખત તકયો નહો. મારી બેહનો મારા અને સાહાઝાડા વચેનો એખલાસ જોઈ શકી નહી, અને અદેખાઇ સાથે મને એક દીવસે પુછયું કે મારા બગદાદ પોહોંતાં પછે હું તેનું શુ કરવા ધારતી હતી. મને તરતજ માલમ પડયું કે મારો ગર લેવા તેઓએ એ સવાલ પુછયો હતો, તેથી મસકેરીમાં વાત ઉડાવી દેવાનો ઠેડાવ કરી હું બોલી, "હું એની સાથે નેકા કરીસ;" અને પછે સાહાઝાડા તરફ ફરી બોલી, "સાહેબ, હું એ માટે તમારી રજા માગુંછું; કારણ બગદાદ પોહોંચતાંજ હું તમારી ગોલામડી થઈ રેહવાની, તમારી મારેથી બનતી નોકરી બજાવવાની અને તમારા હોકમને તાયબે થઇ રેહવાની મારી મરજીછે."

સાહાઝાડાએ જવાબ દીધો, "તમો મસકરી કરોછો કે નહી તેની, બાનુ, મને સમજ પડતી નથી; પણ મને ખરૂ પુછસોતો હું તમારી બેહનોના દેખતાં કસમ લેઈ જાહેર કરૂંછું કે આએ ઘડીથી તમારી માંગની મે કબુલ રાખીછે, તે વળી તમુને મારી ગોલામડી બનાવાના ઇરાદાથી નહી, પણ મારી વાહાલી ઓરત દાખલ તમારી સાથે નેકા કરવાની કબુલાત આપુંછું." આએ બોલો સાંભરી માહરી બેહનો ફીકી પડી ગઈ, અને મને માલમ પડી આવ્યું કે તેઓનો મારાપરથી પ્યાર ઘટયો હતો.

અમો ઈરાની અખાતમાં જઈ પોહોંતાં અને ખલસોરાથી થોડાજ દુર હતા જ્યાં સારો પ- મારી બેહનોએ મને દરયામાં ફેંકી દીધી. તે-ઓએ સાહાઝાદાના પણ એજ હાલ કર્યા, ને



માલ ખલાસીઓને ખાલી કરવાને કેટલાક દાહાડા થયા (સફે ૧૮૩)

વન હોવાથી મે બીજે દીવસે પોહોંચશું એવું ધારયું. પણ રાતના મને સુતેલી જોઈ તે તક સાંધી બચારાએ દરયાઈ ઘોરમાં વાસો કીધો. હું થોડો વખત પાણીપર તરયા કીધી; પણ સારા નસી-